# નદીઓ એટલે જીવનના પ્રવાહો

"जीवनं सर्वजीवानां पावनं पावनात्मकम् ।
बीजं सर्वौषधीनां च तज्जलं पूरयाम्यहम् ॥ ' +

મનુષ્ય નદીભક્ત બને અને એને માતા કહે એ સ્વાભાવિક જ છે પાણી પ્રાણીમાત્રનું જીવન છે જીવવા માટેની અનિવાર્ય ગણી ગાંઠી વસ્તુઓમાનું પાણી પણ એક છે અને એ જીવનને આપમેળે વહેનારી તો માત્ર નદીઓ જ છે બધુ પાણીમાંથી જ ઉત્પન્ન થયુ છે अद्भिर्वा इद सर्वम् आप्तम् । અને તેથી જ છેક વેદમાં પણ નદીઓને માતા કહી છે

**समार्गरन्धो मातृतमादासायरी सुसमुध्यमवाधु ।**
( માતાની જેમ જગતનું કલ્યાણ કરનારી નદીઓ મને મનિમગ્ન કરો ) ऋ म १ अ २२ सू १६८

અર્થવેદમાં પણ **आपो अस्मान्मातर सूदयन्तु ।** ' એમ કહ્યુ છે અને ઋગ્વેદમા સરસ્વતી તથા સિંધુ નદીને **अम्बितमा** (સર્વશ્રેષ્ઠ માતાજી) કહી છે છેક છેવટે મહાભારતકારે તો તેમને વિશ્વની માતાઓ કહી છે

**विश्वस्य मातर सर्वा ।**

અને મને એમ લાગે છે કે પાણી માટે વપરાતો અંબુ એ અંબા જ કેમ નહી હોય ? પણ વિચાર કરતા ને કલ્પના દોડાવતાં મને થાય છે કે માતા તો પૃથ્વી કે, અને દ્યૌ–આકાશ પિતા છે–અને નદી તો એ બન્નેની પુત્રી છે તેથી મને તો નદીઓને પૃથ્વીમાતાની ઉર્મિઓ કહેવાનુ મન થઇ આવે છે

---

+ ' જીવમાત્રના જીવનરૂપ, પવિત્ર અને પાવનાત્મક, સર્વે ઔષધિઓના બીજરૂપ પાણીને હુ સીચુ છુ

એક આંગ્લ કવિએ નદીઓને પૃથ્વીની સિરાઓ કહી છે. આ ઉપમા બહુ સાર્થક છે. તે કહે છેઃ

"And as the moisture, which the thirsty earth,
Sucks from the sea, to fill her empty veins."+

અને આપણા કવિ નાનાલાલે પણ નદીઓને "દેશની ધોરી નાડીઓ સમી" કહી છે. અસ્થિવિસર્જન દ્વારા મરણ પછી નદીઓ દ્વારા જ વિરાટમાં ભળવાની ભાવના આપણા દેશમાં શું આ રીતે જ જાગી હશે? બીજા એક લેખકે નદીઓને ખૂબ રમુજપૂર્વક બેહાથાળું કરવત કહ્યું છેઃ

"સાચે જ નદીઓની શક્તિ એ ખરેખર સૂર્યની અને શુદ્ધ પૃથ્વીની પોતાથી શક્તિ છે, કારણ કે વાદળાં બનીને ઊંચે ચડતાં અને સમુદ્રની સપાટીએ પડતાં પાણી જ નદીઓને પોતાની શક્તિ આપે છે.

"ખરેખર નદીઓને બેહાથાળું મોટું કરવત ગણવું જોઈએ- એક બાજુએ સૂર્યના સફેદ હાથ ખેંચી રહ્યા છે અને બીજી બાજુએ પૃથ્વીના શ્યામ હાથ ખેંચી રહ્યા છે-એક બાજુ ઉગમણો મહાદેવ છે અને બીજી બાજુ ગુરુત્વાકર્ષણની મહાદેવી છે અને તેઓ એ કરવતને ઉપર નીચે ખેંચી રહ્યાં છે."

યુરોપમાં નદીને પિતા કહ્યો છે છતાંયે રશિયા તો વોલ્ગાને માતા જ કહે છે. ઠીક છે; પરંતુ નદી એ પિતા નહીં પણ માતા જ છે, બ્હેન છે દીકરી છે. ગણીએ તો માતાપિતા બન્ને છે.

જગતના બધા જ દેશોની સંસ્કૃતિ એ નદીઓની સંસ્કૃતિ છે. એટલું જ નહીં ઘણાંખરાં રાષ્ટ્રોનાં નામ પણ નદીઓ પરથી પડ્યાં છે. હિંદ, ચીન, મેસોપોટેમિયા (બે નદી વચ્ચેનો પ્રદેશ) એબીસિ-

+ "તરસી પૃથ્વી પોતાની ખાલી સિરાઓ તર કરવા માટે સમુદ્રમાંથી ભેજ ભીનાશ ચૂસી લે છે તેમ."

નિયા વગેરે નામો નદીવાચક છે. મિસરની સંસ્કૃતિ નાઇલની સંસ્કૃતિ છે. અમેરિકામાં એમેઝોન અને મિસિસિપી મિસુરીએ જ નવી સંસ્કૃતિને પોષી છે. ર્‌હાઈન ે યુરોપમાં શું કર્યું તે આપણે જાણીએ છીએ. રૂશિયામાં વોલ્ગા એ બીજી ગંગા જ છે. ચીન એની નદીઓથી જ રળિયાળો છે, ને ભારતવર્ષમાંયે તો નદીઓ એ સંસ્કૃતિની માતા છે. નદીઓ તો ભારતવર્ષની સનાતન ને પુરાતન મહાવિભૂતિઓ છે.

નદીની વ્યાખ્યા કરતાં એક ઠેકાણે કહ્યું છેઃ "એક હજારને આઠ ધનુ એટલે કે ચારહજાર ને બત્રીસ હાથ લાંબી હોય તે જ નદી–તેથી નાના ખાડા ×" આ ખાડાઓને છોડી દઈએ તો પણ જેમ મોટી નદીઓને ઘણું ઘણું કહેવાનું હોય છે તેમ નાની નાની નદીઓએ પણ પોતાને કહેવાની ઘણી રોચક ને મહત્ત્વની વાતો સાચવી રાખી હોય છે. એટલે મારો નિશ્ચય તો ગુજરાતની મુખ્ય નદીઓ ઉપરાંત બાકી સર્વ નાની નદીઓની ગાથાઓ સાંભળીને ગુજરાતને સંભળાવવાનો છે. હું તો નદીઓનો કાવડિયો હોઈ નાની મોટી બધી જ નદીઓનાં ચરણામૃત ગુજરાતને ઘેરઘેર પહોંચાડવાનું કાવડિયાનું વ્રત મેં લીધું છે.

વેદમાં આપણા એક વડવા વિશ્વામિત્ર પાસેથી નદીઓએ લીધેલું વચન જ આ રીતે હું યથાશક્તિ પૂરું કરી રહ્યો છું. વિપાટ ને શુતુદ્રીએ વિશ્વામિત્રને કહેલા પેલા શબ્દો તો મને યુગોને ભેદી ચાલ્યા આવતા સંભળાયા જ કરે છેઃ

"હે કવિ ! આ વચનને ભૂંસી નાખીશ ના કે જેથી તારા (વચનની) પછીના યુગો આધીપણા કરે. હે કવિ ! સૂક્તોમાં અમને સેવજે ! માણસોમાં અમને નીચાં કરીશ ના. તને નમસ્કાર"

આપણે એક વસ્તુ તો બહુ ચોકસતાથી યાદ રાખવી જોઈએ

---

× "धनु: सहस्राण्यष्टौ च गतिर्यासा न विद्यते ।
न ता नदी: शब्दवहा गर्तास्ते परिकीर्तिताः ॥"

ગુજરાતની નદીઓ એ ભારતવર્ષની જ નદીઓ છે. પ્રાંતીયતાના માંથી જો કોઈ મુક્ત કરી શકતું હોય તો તે નદીઓ જ કરી છે. હેમાળો ગાળનાર એકેય નદી ગુજરાતની ભૂમિમાં નથી... નર્મદા, તાપી, મહી ને સાબરમતી ગુજરાતની બહારથી ની ઓઘ વહી લાવી ગુજરાતમાં ગંગાયમુનાની ખોટ પૂરી પાડે પાણીની સાથે સાથે પાડોશી પ્રાંતોની સંસ્કૃતિ ને જીવનનાં વહેણ એ લેતી આવે જ છે.

ગુજરાતની નદીઓને મેં નીચે પ્રમાણેના વિભાગોમાં વહેંચી નાખી છે:

(૧)

(अ) બનાસ
(ब) સરસ્વતી
(क) રૂપેણ

} તથા તેમને મળનારી નદીઓ

આ ત્રણેય નદીઓ કુમારિકાઓ છે. એ કચ્છના રણને મળે છે.

(૨)

સાબરમતી અને તેને મળનારી નદીઓ. પ્રાકૃતિક દૃષ્ટિએ હું ગુજરાતને સૌરાષ્ટ્રથી જુદો ગણું, અને ભાલ ને નળકાંઠાના પ્રદેશને તથા ઘોઘા મહાલને સૌરાષ્ટ્રને સોંપી દઉં. તેથી મેં અમદાવાદ જિલ્લાના ધોળકા, ધંધુકા ને ઘોઘાની નદીઓને જુદી રીતે લીધી છે.

(૩)

મહી અને એની સખીઓ.

(૪)

ઢાઢર અને એની બહેનપણીઓ. મહી અને નર્મદા વચ્ચે વહેનારીને એ બેમાંથી એકેય મહીનદીને ન મળતાં સ્વતંત્ર રીતે પોતાનું વ્યક્તિત્વ રાખી ઢાઢર સીધી સમુદ્રમાં ચાલી જાય છે.

(૫)

નર્મદા અને તેની ગુજરાતી સખીએ

(૬)

તાપી અને તેને ગુજરાતમાં મળનારી નદીઓ

(૭)

જે સ્થાન મહી અને નર્મદા વચ્ચે ઢાઢરનુ છે તે જ સ્થાન નર્મદા અને તાપી વચ્ચે કીમનું છે. એ આડવીતરી નદી જરાય આનમંદ થવા દીધા વગર સીધી જ સમુદ્રમાં જાય છે.

(૮)

મિંઢોળાથી દમણગંગા સુધીની સુરત જિલ્લાની નદીઓ.

"દક્ષિણમાં છે દમણગંગા, કુતેશ્વર મહાદેવ." દમણગંગાને દક્ષિણ કિનારે ગુજરાત ને કોકણની હદ સિવાઈ જાય છે.

ગુજરાતમાં અનેક નદીઓ છે. આ પ્રથમ ખંડમાં તો માત્ર બાર જ નદીઓ આપી છે. કવિ નાનાલાલે ગણાવી છે એમ બહુ બહુ તો ૨૫ નદીઓ ગણાવીએ એટલે ગુજરાતી નદીમંડળ પતી જાય. પણ મેં જોયુ કે ગુજરાતમાં આશરે નાનીમોટી થઈ સો નદીઓ થાય ખરી તે બધીએ અનેક રસભરી વાતો મને કહી છે. લોકોને સંભળાવવાના સંદેશા મોકલ્યા છે. એ બધાજ જનતાને સંભળાવવા માટે આવા અનેક ખંડો બહાર પાડવા પડશે એ બધુ ધીરેધીરે જરૂર થશે જ. આ પુસ્તક વાચનાર જે જે ભાઈબહેનને કોઈ પણ નદી વિષે કંઇ પણ માહિતી મળે તે મને મોકલી આપશે તો આભારી થઈશ.

શિવશંકર

# અનુક્રમ

: ૧ :

# કુંવારકા સરસ્વતી

**अम्बितमे नदीतमे देवितमे सरस्वति ।**

"હે સર્વશ્રેષ્ઠ માતા, સર્વોત્તમ નદીમાતા ને સર્વશ્રેષ્ઠ દેવી સરસ્વતી! ધનને અભાવે અમે નિર્ધન છીએ, હે માતા! તુ અમને ધનસમૃદ્ધિ આપ.

× ×

"હે સરસ્વતી દેવી! દેદીપ્યમાન તારામા અન્ન આશ્રિત થયેલુ છે તું સોમપાન કરીને ગૃત્સમદગોત્રના અમે ઋષિઓ છીએ તેમની પ્રત્યે તૃપ્ત રહે. હે સરસ્વતી દેવી! અમને પુત્રો આપ.

× ×

"હે અન્નસપન્ન, ઉદકસપન્ન સરસ્વતી દેવી! આ માનનીય હવ્યાન્નો તુ ગ્રહણ કર. તને અથવા દેવોને પ્રિય હવ્યાન્નોને આ ગૃત્સમદ ઋષિઓ તારે માટે હોમે છે.

× ×

"જગતને પાવન કરનાર હે સરસ્વતી! તમે અન્નવતી

છો, તમે ધનદાતા છો. અમારા યજ્ઞમાંના હવિર્ભાગની પ્રેમથી ઇચ્છા કરો."

× ×

"હે નદીરૂપી દેવી! તારા પ્રવાહરૂપી કર્મ વડે તું મહાસાગરની કલ્પના કરાવે છે. અને પોતાના દૈવી સ્વરૂપ વડે સર્વદા અનુષ્ઠાન માટે પ્રેરણા કરે છે."

આવી આવી તો નદીતમા–સર્વોત્તમ નદી સરસ્વતીની વેદમાં ઘણીઘણી સ્તુતિઓ આવે છે. સપ્તસિંધુની સર્વશ્રેષ્ઠ નદી આજે એ પ્રદેશમાં ક્યાંયે દેખાતી નથી. છેક હિમાલયમાંથી નીકળી એ સમુદ્રને મળતી હતી. આર્યસંસ્કૃતિનાં મંડાણ એને તટે થયાં હતાં, વેદોની ઋચાઓ એને તીરે રચાઇ હતી. પણ સિંધુ વગેરે બીજી રહી ને એ ક્યાં અલોપ થઈ ગઇ? અરે ના, ના, ભૂલ્યા હોઇશું. ખોળો નકશો. અફસોસ! સરસ્વતીની તો રેખા સરખીયે દેખાતી નથી! ત્યારે ક્યાં ગઈ એ નદી? કોઈએ એનું અપહરણ કર્યું? શું થયું?

ઘણા વખતથી સરસ્વતીપુત્રો એ વિષે શંકા, વાદ, કલ્પના, તરંગો ને પ્રમાણોના વમળમાં ગૂંચાયા જ કરે છે. એ બધું સાંભળી સરસ્વતી હસી પડે છે ને કહે છે:

"અરે! મને બીજે ક્યાં શોધો છો? હું તો તમારા માનસસરોવરમાંથી નીકળી તમારા જ હૃદયસાગર તરફ વહી રહી છું. તમારા મગજમાં ઊછળી રહેલા તરંગો તે પણ મારા જ તરંગો છે."

પણ તેથી સારસ્વત સંતુષ્ટ થતો નથી. એ તો કહે

છે, "હા મા, એ તો તમે વાગ્દેવતા! તમને અમારા નમસ્કાર હો." એમ કહી અંજલિ જોડી એ નમી પડે છે

"અમારી બુદ્ધિને સિદ્ધ કરનાર સરસ્વતી દેવી, ઇળાદેવી તથા સર્વ પદાર્થોને વ્યાપ્ત કરનાર સર્વ-વિષયગત વાણી-ભારતીદેવી અમે અર્પણ કરેલા હવ્યાન્ન માટે પધારી અમારું અખંડ પાલન કરો."*

વિદ્વાનની શંકા ને શોધખોળ ચાલુ જ રહે છે. મારે તો એ સરસ્વતી નદીનું શું થયું તે જાણવું છે, ને એ ઉત્કટ જિજ્ઞાસાથી એ સમસ્ત પ્રાચીન સાહિત્ય ખૂંદી વળે છે. પુરાણો જુએ છે, તો તેમાં એક ભવ્ય કલ્પના મળી આવે છે. વડવાનલને સમુદ્ર તરફ લઇ જવો હતો તે માટે વિષ્ણુએ બધી જ નદીઓને પૂછી જોયું. પણ એ અગ્નિને પોતાની પીઠ પર કે માથે મૂકી લઇ જવા કોણ તૈયાર થાય? સૌએ ના પાડી પણ ભગવાનનું એ કાર્ય સરસ્વતીએ ઉપાડી લીધું. એ વડવાનલને લઇ જવા તૈયાર થઇ તો ખરી, પણ આ કળિયુગના સમયમાં વડવાનલને પાપી લોકોનો સ્પર્શ થઇ જાય તેની બીક હતી. પણ એનો એ ડર સમજી જઇ બ્રહ્માએ એને કહ્યું, "જો પાપી માણસોવાળું ધરણીતલ તારે ન જોઇતું હોય તો પાતાલ-તલમા રહીને વડવાનલને મહોદધિમાં લઇ જા. અત્યંત શ્રમિત થયેલી જ્યારે અગ્નિથી બહુ દાઝી ઊઠે ત્યારે હે પુત્રી! તું ધરાતલ

---

* सरस्वती साधयन्ती धियं न
इळादेवी भारती विश्वतूर्तिः ।
तिस्रो देवीः स्वधया बर्हिरेद
मच्छिद्रं पान्तु शरणं निषद्य ॥

ફોડીને પ્રત્યક્ષ થજે, અને સાચી બનજે."

અંબાતમ્ અમ્બતમા સરસ્વતીના ઋગ્વેદ, યજુર્વેદ ને બ્રાહ્મણો વગેરેમાં આવતાં તથા પુરાણોમાં ચીતરેલાં વર્ણનો વાંચી એ વિષે વિચારીને મનમાં ઘોળતો સિદ્ધપુરના આરાથી જરાક દૂર એક વૃક્ષ નીચે હું આડે પડખે સૂઈ રહ્યો ને આંખ મીચાઈ ગઈ. મન ક્યાંક ઊંડે ઊતરી પડ્યું ને મારામાં રહેલા ભારદ્વાજ ઋષિ બોલવા લાગ્યા:

"એ જ સપ્તસિંધુના પ્રદેશમાં અમે ઋગ્વેદની ઋચાઓ ગાઈ, યજ્ઞો કર્યા, આર્યોએ કેમ જીવવું એના નિયમો ઘડ્યા. મહાભવ્ય ને રમ્ય સરસ્વતીને કિનારે એ બધું બન્યું. ત્યાર પછી ઘણો સમય વહી ગયો. એક વાર સિંધુને વહેતી બંધ થઇ ગયેલી મેં જોઇ. એ દૂરદૂર કાળનાં પડ નીચે કંઈ જોઈ રહી હતી. મને તુરત જ થયું કે માઠું થયું. આ બહુ વહેલું ઉકેલાઈ ગયું! પછી એણે પોતાની છયે બહેનોને બોલાવી કહ્યું:

"'વિપાટ્, શતુદ્રી, અસિક્નિ, પરુષ્ણી, વિતસ્તા! સૈકાંઓ પછી મન્વંતર બદલાશે જે આર્યોને આપણે આશ્રય આપ્યો ને જેમણે આપણને ઋચાઓમા અમર કરીને આપણને માતાઓ માની, તેમની સંસ્કૃતિ આપણા પ્રદેશમાંથી લુપ્ત થવાની છે.' એણે સરસ્વતી સિવાયની બીજી પાંચને કહ્યુ:

"'આપણે તો બધાંને ઘોળી પીએ એમ છીએ હિંદુકુશને ઓળંગીને આવનારને પ્રથમ તો હું જોઇ લઈશ. પણ સરસ્વતીને અહીં રાખવી સહીસલામત નથી. ઇળા, ભારતી ને સરસ્વતીના આ સારસ્વત ને આર્યાવર્ત—આર્યા-

વાસના નામ પણ અહીં નહીં રહે. આર્યોની સાચી માતા તો એ સરસ્વતી છે પારસિકોએ પણ પોતાની એ આર્ય-સંસ્કૃતિ એમની સરસ્વતી—હરહવતી—ને કિનારે સાચવી રાખી છે.' ને પછી એણે સરસ્વતીને માથે હાથ ફેરવી કહ્યું, 'હે બહેન! તારો વિયોગ અમારે માટે અસહ્ય છે પણ આર્યોએ તારે કિનારે મહામહેનતે એકઠી કરેલી વિદ્યાઓને સાચવી રાખવી ને વિકસાવવી એ તારું ઈશ્વરનિર્મિત કાર્ય હોઇ તું આ પ્રદેશમાંથી આ જ ક્ષણે ઊપડ. તું ગુપ્ત વહેજે ને આપણા બાપુ હિમાલયથીયે પ્રાચીન આરાવલી પર્વતને ઘેર તારો જન્મ થશે '

"સરસ્વતીની આંખોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં, ને એણે આર્યોની સકલ વિદ્યાઓનો સંભાર એકઠો કરી તેની શ્વેત વસ્ત્રે એક નાનીશી પોટલી બાંધી માથે મૂકી ને સપ્તસિંધુનો પ્રદેશ સદાને માટે છોડયો. ઘડીભર એ ગંગા-યમુના સાથે ગુપ્ત વહી ને છેવટે આગસુર પર્વત પર ચાલી ગઈ સરસ્વતીનો આટલો સુંદર બુલંદ ત્યાગ જોઈ મારું દિલ દ્રવી પડ્યુ. મેં બધા ઋષિઓને એકઠા કર્યા ને કહ્યું:

"'ભાઇઓ! સરસ્વતી તો ચાલી નીકળી!' એ સાંભળી સૌ ખિન્ન થયા ને બ્રાહ્મણોએ નિશ્ચય કર્યો કે આપણે પણ સંકલ્પ કરો કે જ્યા સરસ્વતી ત્યા જ આપણે. ને પછી તેઓ સરસ્વતીની શોધમા ઠાકૂલાબધ નીકળી પડયા. ને બાકીના પ્રદેશ પર આર્યસંસ્કૃતિ ફેલાઇ." આમ કહી ભરદ્વાજ ગાત પડી ગયા ને મારી ઊંઘ ઊડી ગઈ

જાગ્યા પછી મને થયું, પેલું પાકિસ્તાન થવાનું

હશે તેથી જ ઘણી અગાઉથી સરસ્વતી ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ હશે ?....ત્યાર પછી તો સપ્તસિંધુ મટી 'પંચનદ' બનેલા પ્રદેશમાં આર્યોની સંસ્કૃતિની સરસ્વતી ફરી વહેવડાવવા માટે દયાનંદ સરસ્વતીની સરસ્વતીએ હિમાલયથી તે સમુદ્ર સુધી—शुचीर्यती गिरिभ्यःआसमुद्रात्—ધોધમાર વહીને પ્રચંડ પ્રયત્ન કર્યો. પણ જે પાણી સરસ્વતી લઈ ગઈ હતી તે ફરી ન જ વહી શક્યાં; સપ્તસિંધુ, સારસ્વત, આર્યાવાસ, બ્રહ્માવર્ત, પંચનદનું છેવટે પાકિસ્તાન થયું....

સપ્તસિંધુની સરસ્વતી આપણા ગુર્જરદેશમાં અવતરી. એને શોધતા શોધતા પંચનદના ગુર્જરો પણ એને કિનારે આવ્યા. આરાસુરમાં કોટેશ્વરની પાછળ મેણાગર ડુંગરમાં સરસ્વતી પ્રગટ થઈ. બધી નદીઓની પેઠે એ પણ સમુદ્ર તરફ જવા તો નીકળી, પણ રસ્તામાં રણ આવતાં ત્યાં જ વિલીન થઈ ગઈ. સરસ્વતી ૧૧૦ માઇલ ચાલ્યા પછી એકાએક થંભી ગઈ, કાંડે બાંધેલું મીંઢળ છોડી નાખી, એણે સદાને માટે કુમારિકા રહેવાનું પસંદ કર્યું.

તેત્રીસ વર્ષોને જરા બાજુ પર સરકાવી દઉં છું. કોટેશ્વર આગળ ગોમુખમાંથી નીકળતી સરસ્વતીમૈયાનાં દર્શન થાય છે. હું નાનો શીકડો છ વર્ષનો હતો. સરસ્વતીનું સવારના પહોરમાં કુમળા તડકામાં થયેલું પ્રથમ દર્શન હજુ પણ મારાં ચક્ષુઓએ સ્પષ્ટ ને અખંડ સાચવી રાખ્યું છે. એ જેટલું સ્પષ્ટ છે તેટલું જ મનોરમ છે.

પછી તો સરસ્વતી પણ મોટી થતી જાય છે. અંબાભવાની ને દત્તાત્રેયના એ રમ્ય પહાડને છોડી એ અર્બુદારણ્યમાં પ્રવેશે છે. રસ્તામાં એને ત્રિશૂલપાળા ડુંગરમાંથી

નીકળેલી અરજણાવ નાગેલમોરિયા ગામ આગળ આવી મળે છે. પાવડીના ડુંગરમાંથી નીકળેલી જોયણુ જોઇતા સાટવાસ, કબીરપુર આગળ થઈ સરસ્વતીને ભેટી પડે છે. આમ અર્બુદારણ્યમાંથી માર્ગ કાપતી કાપતી સિદ્ધક્ષેત્ર પાસે આવી એ પ્રાચી બને છે. ત્યાં અટકી જઈ ભારતવર્ષની ચારેય દિશામા નજર ફેરવી જુએ છે ને હાકલ કરે છે: "માતૃભક્ત આર્યો. આવો: મારે કિનારે હું આ સિદ્ધક્ષેત્ર રચું છું. મેં ઉપાડેલી તમારી સંસ્કૃતિની પોટલી હું આ સ્થાને છોડી દઉં છું. આવો, આ સ્થાને માતૃતર્પણ કરો." ને માતાઓમાં શ્રેષ્ઠ માતા સરસ્વતીની એ વાણી ભારતવર્ષને ખૂણેખૂણે વસેલો હિંદુ સાંભળે છે ને ત્યાં આવી 'માતૃતર્પણ' કરી મૃત માતાને ને અમર સરસ્વતી માતાને પ્રણામ કરે

"સરસ્વતીના તટ પર આવેલા અત્યંત મનોહર સિદ્ધપુર આગળ તેને બન્ને તીરે ઋષિઓએ જે યજ્ઞસ્તંભો સ્થાપન કરેલા છે તેથી જેમ હર્ષથી પૃથ્વીનાં રૂવાંટાં ઊભાં થતાં હોય એવી શોભા જામી છે."×

આ બ્રાહ્મણસંસ્કૃતિ ફેલાતી જોઉં છું, રુદ્રમહાલય ને સેંકડો દેવમંદિરો ને આશ્રમો સરસ્વતીને કિનારે ખડાં થતા નિહાળું છું, સતી જસમા ઓડણના સતીત્વ ને બત્રીસલક્ષણા માયા ઢેડના ત્યાગની વાત સાભળું છું. તેવામાં પાટણ પાસે સરસ્વતીના ઓવારા પર ઊભા રહી બે હાથ જોડી

× "अभितश्च सरस्वत्या. श्रीस्थलेऽतिमनोरमे ।
तटे यूपाङ्किता भाति हर्षाद् रोमाञ्चितेव भूः ॥"

સરસ્વતીની આરાધના કરતા કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય દેખાય છે. સરસ્વતી એને પ્રસન્ન થાય છે. વાણિયાનો એ દીકરો જૈન સાધુ બની વ્યાકરણ, કાવ્યો, પ્રબંધો વગેરે ઘણું ઘણું રચે છે 'દ્વયાશ્રય'માં એ આ જ નદીનું આમ દર્શન કરાવે છે:

"દ્યાવાપૃથ્વીને પાવન કરતી, પાપનો નાશ કરનારી, બ્રહ્માના આદેશથી અગ્નિને સમુદ્રમાં લઇ જનારી,* જેનો ઇતિહાસ સાંભળવા જેવો છે એવી, ગવ્ય અને નાવ્ય જળવાળી આ નદી છે.×

અને

"આ નગર ( પાટણ )માં શ્રાદ્ધપક્ષમાં ગોખમાં બેઠેલી સુંદરીઓ ગાય અને વૃષભને આનંદ આપનાર લીલાં તૃણોથી છવાયેલી ભૂમિ તથા ઇન્દ્રિયોને આનંદ આપનાર નદી જુએ છે."

વનરાજે સરસ્વતીને કિનારે પાટણ વસાવ્યા પછી ત્યાં ધનની છોળો તો ઊછળવા માંડે જ છે, પરંતુ વાગ્દેવતાની

---

* આખાયે જગતને બાળી નાખવાની ઇચ્છા કરતાં વડવાગ્નિને બ્રહ્માના આદેશથી સરસ્વતી સમુદ્રમાં ખેંચી ગઇ હતી, એવી પુરાણ-કથા છે, જે આ લેખમાં આગળ આવી ગઈ છે.

×रोदस्यौ पावयन्त्येनो लवन्त्यौर्वाग्निनायिनी ।
अध्येतिवृत्ता ब्राह्मयत्र गव्यनाव्यजला नदी ॥

અને

पिङ्ये पक्षेऽत्र वीक्षन्ते गवाक्षस्थाः पुरन्ध्रयः ।
गोक्षानन्दितृणां भूमिं गवाक्षानन्दिनीं नदीम् ॥

આરાધના પણ થાય છે ને સપ્તસિંધુ ને સરસ્વાન પ્રદેશ જેવો જ આ સરસ્વતીનો પ્રદેશ સારસ્વત બને છે, ને પંજાબી-ઓનાં પરાક્રમોને ભુલાવે એવા પરાક્રમી ક્ષત્રિયો પણ પાકે છે બ્રાહ્મણસંસ્કૃતિ અને સરસ્વતીને પણ ત્યાર પછી જ મૂળરાજના વખતમાં સંબંધ બંધાય છે. અમને પણ સરસ્વતી જ ગુજરાતમાં બોલાવે છે. સરસ્વતીએ સપ્તસિંધુ ની ભૂમિ છોડી ત્યાર પછી અમે બ્રાહ્મણો પણ તેની પાછળ-પાછળ ચાલી નીકળ્યા. સરસ્વતીએ વડવાનલ ધારણ કર્યો. અમે અમને સોંપાયેલી શુક્લ યજુર્વેદની માધ્યંદિની શાખાનું ખૂબ કાળજીપૂર્વક જતન કરતા, તેને જરા પણ અશુદ્ધ થવા દીધા વગર બંગાળ, કાશ્મીર વગેરે સ્થાનોમાં અમારી સરસ્વતી વહેવડાવતા વહેવડાવતા ઉજ્જયિનીમા અમારો પ્રવાહ લાવી ક્ષિપ્રાને તટે અટકી ગયા હતા ને મહાકાળના સાન્નિધ્યમાં સરસ્વતી વાગ્દેવતાની અખંડ ઉપાસના કરતા હતા. ત્યાં સુધી ગુજરાતમાં સરસ્વતીની આસપાસનો પ્રદેશ બ્રાહ્મણવિહોણો હતો—અમારા વડવાઓ મૂળરાજના વખતમાં અવન્તીથી મહાકાળનો સંદેશો લઈ સરસ્વતીને કિનારે રુદ્ર મહાલયમાં પ્રાણપ્રતિષ્ઠા કરવા આવ્યા—આવ્યા તે આવ્યા—પછી અમે માલવીય મટી ગુજરાતી—હવે બન્યા તે સૌથી પ્રથમ સરસ્વતીને કિનારે. સરસ્વતીનું મહાલય તીર્થ જ એટલું મહાન તીર્થ છે, અને હું તો માનું છું કે સરસ્વતીનું એકેએક બુંદ ને રેતીનો એકેએક કણ એ તીર્થ છે એટલે બીજા સ્થલ તીર્થોમા ભટકવાનીયે આપણને શી જરૂર છે? સિદ્ધક્ષેત્ર હિંદના સર્વોત્તમ તીર્થસ્થાનોમાંનું એક બને છે, એટલું જ નહીં પણ કહેવાય છે કે

गयाया योजनं स्वर्गं प्रयागाच्चार्धयोजनम् ।
श्रीस्थलाद्धस्तमात्रं स्याद्यत्र प्राची सरस्वती ॥×

સિદ્ધપુર છોડયા પછી સરસ્વતી પાટણ તરફ આવે છે એક કાળે તે પાટણને બારણે વહેતી હતી, આજે પ્રાચીન પાટણના અવશેષો વચ્ચે થઇ ચાલી જાય છે પછી તો દશપદર માઇલ એ ગુપ્ત જ વહે છે, ને જોરાવરપુર ને કધા આગળ થઇ વાછડા સોલકીના સ્થાનને પ્રદક્ષિણા કરી રણમા લુપ્ત થાય છે

સામાન્ય રીતે તો વહેળો, વોકળો, નાનીમોટી નદી કે મોટો નદ સીધા સમુદ્રમા જઇને મળે, અથવા તો કોઇ નદીમા વિલીન થઇ જઇને પણ છેવટે જાય તો સમુદ્રમાં જ—સૂર્યના તાપથી શોષાઇ ખારાંમાથી મીઠા બનેલા ને પર્વત મેદાન પર પડી ફરી પાછા અસલી ઘેર જવા માટે વહેતાં નીકળેલા પાણી સમુદ્રમા જ ભળી જવાનાં.

' Till herself into the ocean marry,
Within whose watery bosom first she lay."

પણ સરસ્વતી એ નિયમને અપવાદ બને છે. એ ચિરકાળ તરસ્યા રણને પાણી પાવા માટે કુમારિકા રહેવાનુ પસદ કરી અધરસ્તે જ પોતાની પરબ માડી દે છે.

સવારનો પહોર હતો સામે રેતીનુ રણ કે રેતીને દરિયો ફેલાયો હતો. મહાદેવના મદિરને છેલ્લી પ્રદક્ષિણ

×ગયાથી સ્વર્ગ એક યોજન, તે પ્રયાગથી અડધુ યોજન છે, પણ સરસ્વતી જ્યાં પ્રાચી બને છે ને સિદ્ધપુરથી તો માત્ર એક હાથ જ દૂર છે

કરી સરસ્વતીને રણમાં ચાલી જતી મેં જોઈ. હું તો એક જ પ્રશ્ન પૂછવા ગયો હતો, "સરસ્વતી! તું કુમારિકા કેમ રહી? વડવાનલ વહેવા માટે? અનેક નદીઓ સમુદ્રને મળે છે ને તું રણમાં? જોને તારાં હાડ પણ કેવાં સેકાઈ રહ્યાં છે!" મને થતું હતું કે નદીનું મૂળ કદાચ ન બોલે પણ મુખ જરૂર કંઇ ઉત્તર આપ્યા વિના નહીં રહે. એમ વિચારતો સવારના પહોરમાં, હજુ તો સૂર્યોદય થયો પણ નહોતો તે વખતે હું સરસ્વતીનો રણસંગમ જોતો ઊભો હતો એવામાં હંસની પાંખો જેવાં શ્વેત વસ્ત્રોથી આચ્છાદિત એક પાતળી, ગોરી કુમારિકા ઉષાની ગુલાબી ટશરો ફૂટી રહી હતી તે દિશામાંથી આવીને મારી સામે ઊભી રહી. એણે કમળની કળી જેવી પોતાની આંખો જમીન પર ઢાળી દીધી ને કહ્યું :

"યાત્રી! જે ઉદ્દેશથી તું આવ્યો છે તે હું કળી ગઈ છું ને તેનો જ ઉત્તર આપવા આવી છું મારી બીજી બહેનોની પેઠે હું પણ સમુદ્રને મળવા માટે જ પિયર છોડી નીકળી હતી સેંથીએ સિંદૂર હતું, કપાળે પિયળ હતી, ચૂડીપાનેતર પહેર્યાં હતાં, મીંઢળ ને નાડાછડી હાથે બાંધ્યાં હતાં. પાટણનો મુલક વટાવ્યા પછી હું કંઈક દક્ષિણમાં વળી જવાનો વિચાર કરતી હતી, તેવામાં માર્ગમા મને એક વિચિત્ર ને દુ:ખી માણસ મળ્યો. તેણે આડા હાથ કરી મને રોકી લીધી. એ માણસ તરસે બળુ બળું થઈ રહ્યો હતો. એના માથાના બધા વાળ ખરી પડી ત્યા નરી ઊંદરી થયેલી હતી. શરીરે એક રૂવાટું ન મળે, કરચલીઓ વળી ગયેલી, શીળીના ડાઘવાળાં ડાચા બેસી ગયેલાં, આંખો ઊંડી ઊતરી પડેલી,

મોંમાંથી લાળ, નાકમાંથી લીંટ ને આંખોમાંથી પિયા નીકળેલા, બોલતાં ફાકા પડે, અધૂરામાં પૂરું આખે શરીરે બળિયા ફૂટી નીકળેલા; એક હાથમાં તુંબડી ને બીજામાં લાકડી — ને એ લાકડીને ટેકે માંડમાંડ ઊભા રહેતેરહેતે ડોસાએ મને કહ્યું :'હે બહેન! હું તરસે મરી જાઉં છું. તું અહીં જ રોકાઈ જા સમુદ્રને ત્યાં તો પાણીપાણી છે. કંઈ કેટલીયે નદીઓ ત્યાં પોતાનાં પાણી ઠાલવે છે. ત્યાં તો બળતામાં બળશે તારા જેવી દુર્બળના એકબે ઘડા પાણીનો ત્યાં હિસાબે શો? તું અહીં મીઠી છે; ત્યાં ખારી થઈ જઈશ. હું કંઇ કેટલાયે વખતથી પાણી વગર બળી રહ્યો છું. હવે તો જો તું પાણી નહીં પાય તો મારા પ્રાણ નીકળી જશે ને મારા શબ પરથી જ તારે વહેવું પડશે. હે નદી! તરસ્યાને પાણી પાવું એ મહાપુણ્ય છે!' એ ડોસાની આવી નમ્ર કાકલૂદીઓ સાંભળી તથા તેનું કલેવર જોઇ મારું હૃદય દ્રવી પડ્યું. મને મારો ધર્મ યાદ આવ્યો. હું થંભી ગઇ. મને થયું, વાત સાચી છે. સમુદ્રને ઘેર તો મોટો ઝનાનો છે એમેઝોન, નાઇલ, યુફ્રેટિસ-ટૈગ્રીસ, સિંધુ, ગંગા, બ્રહ્મપુત્રા, ઇરાવતી, હોઆંગહો જેવી મોટી મોટી પુષ્ટ જાજરમાન મહારાણીઓ આગળ સાગરદેવતા મારા જેવીની શી ગણનાયે કરવાના હતા! એવી તો એમને ઘેર કંઇ અસંખ્ય છે! મીઠા મહેરામણને એ બધી નદીઓએ જ ભેગી થઈ ખારો બનાવ્યો છે. તેથી તો એટલું ચાલીને એ ખારાશમાં ભળવા શા માટે જવું? પછી તો હું થંભી ગઇ. મીંઢળ ને ચૂડીપાનેતર મેં અહીં જ છોડી દીધાં, જીવનભર કુમારિકા રહેવાનું વ્રત લીધું ને મેં મારી મટકીઓ અહીં ગોઠવી પરબ માંડી દીધી. ઘણા કાળથી તરસે રિબાતો પેલો ડોસો તૃપ્ત થયો

"મારા ત્યાગ ને તપશ્ચર્યાનું ફળ ઈશ્વરે મને આપ્યું. એણે મારો મહિમા વધારી દીધો. મારા જેવી જ વિહારની ફૂબળી નદી ફલ્ગુને પિતૃગયાનું તીર્થ સોંપ્યું, તેમ મને સિદ્ધક્ષેત્ર આગળ હું જરાક પૂર્વમાં વળું છું ત્યાં માતૃગયાનું તીર્થ સોંપ્યું. આખા યે ભારતવર્ષને ખૂણેખૂણેથી માતૃભક્તો માતૃશ્રાદ્ધ કરવા મારે કિનારે જ આવે છે માતાનું સ્મરણ કરતા બે આંસુ સારતા જાય છે. કુમારિકા રહીને આ બે ધર્મકૃત્ય કરતી કરતી હું મારું જીવનસાફલ્ય અનુભવું છું. મારું જોઇ મારી ઉત્તરે વહેનારી મારી બહેન બનાસે ગોસેવાવ્રત ધારણ કર્યું ને મારી દક્ષિણે ચાલી આવતી રૂપાળી નાજુકડી રૂપેણે ધર્મદાનનું વ્રત ધારણ કરી આજન્મ કુમારિકા રહેવાનું જ પસંદ કર્યું છે"

એમ કહી દેવી ત્યાં જ અંતર્ધાન થઈ ગયાં. સૂર્ય હવે ઉપર આવ્યો હતો. સરસ્વતીના રણસંગમ ને તપોભૂમિ પર ફરી એક વાર દૃષ્ટિ ફેરવી લઈ મે એ સ્થાન છોડ્યું.

વેદની નદીને સપ્તસિંધુના પ્રદેશમાં કે ક્યાંય શોધવાની કંઇ જ આવશ્યકતા નથી. સરસ્વતી વેદમાં છે; ભારતવર્ષમાં છે, ગુજરાતમાં વહી રહી છે. શ્રદ્ધાપૂર્વક જ્યાં પાણી છાંટીએ ત્યાં સુભગા, કાંચનાક્ષી, મનોરમા, ઓઘવતી, સુરેણુ, વિમલોદકા એ સાત સરસ્વતીમાંથી ગમે તે પ્રત્યક્ષ થાય એમ છે. તપ, વિદ્યા, સેવા ને ધર્મ એણે અખંડ ને અણીશુદ્ધ સાચવી રાખ્યાં છે. જ્યાં સુધી સનાતનધર્મ છે ત્યાં સુધી સરસ્વતી છે જ, ને સરસ્વતી છે ત્યાં સુધી વેદનો

આર્યધર્મ, માનવધર્મ અખંડ સચવાઈ રહેવાનો છે. કદાચ બધું નાશ પામી જાય તો પણ જ્યાં સુધી સરસ્વતી આર્યાવર્તમાં વહેશે ત્યાં સુધી આર્યસંસ્કૃતિ અમર છે. સરસ્વતીના પાણીની એ અમર શક્તિ છે. ફરી ઋગ્વેદનો દ્રષ્ટા બોલી ઊઠે છે:

"वर्ध शुभ्रे स्तुवते रासि वाजान् ।
यूय पात स्वस्तिभिः सदा नः ॥"

અને એ શબ્દો સાંભળતાં સહેજે માથું નમી પડે છે.



: ૨ :

# ગોસેવિકા બનાસ

એક જ નામની બે દીકરીઓ એક જ મોટા સંયુક્ત કુટુંબમાં હોય ત્યારે એમનો નિર્દેશ કરતાં કંઇકેય વિશિષ્ટ સંજ્ઞા વાપરવી જ પડે છે; તેવું જ નદીઓનું પણ છે. એક જ નામની બે ને તેથી યે વધુ નદીઓ ગુજરાતમાં ને હિંદના અન્ય પ્રાંતોમાં પણ છે. અને જ્યારે તે એક જ પ્રાંતની કે પાડોશી પ્રાંતની હોય ત્યારે ગુંચવાડો થયા વગર રહેતો નથી જ. બનાસ વિષે તેવો જ થયો છે. એક છે મેવાડની દીકરી, બીજી છે શિરોહીની બેટી. બન્ને રજપૂતકન્યાઓ છે, ને આડાવળા (અરવલ્લી)નાં જ પાણી પાય છે, પરંતુ બન્નેની દિશા—જીવનપથ ભિન્ન છે. એ બન્ને રાજપૂતપુત્રીઓ હોવાથી કેટલાક ઇતિહાસકારો ને ખાં હોવાનો દાવો કરનાર ભૂગોળશાસ્ત્રીઓએ એકને બદલે બીજી વિષે બાણી માર્યું છે. શાણા વ્યવહારજ્ઞોએ મેવાડી બનાસને પૂર્વની ને સિરવણાની બનાસને પશ્ચિમી બનાસ કહી ગુંચવાડામાંથી માર્ગ શોધી કાઢ્યો છે.

પૂર્વીય બનાસ કુમલગઢની પાસેના અરવલ્લીના

પથ્થરોમાંથી ઉગમ પામી, મેવાડમાં ૧૮૦ માઇલ વહી, દેવલી છાવણી પાસે એ પ્રદેશમાંથી સીમોલ્લંઘન કરી ગ્વાલિયર રિયાસતને વિંધી પૂરા ૩૦૦ માઈલનો પંથ કાપી ચંબલને મળે છે. આપણી પશ્ચિમી બનાસ શિરોહી નગરની પાછળની પહાડીમાંથી નીકળી આવે છે, અને પછી જરાક પૂર્વમાં ચાલી દક્ષિણમાં વંકાઈ જાય છે મેવાડી બનાસ જો કુમલનેરની જરાક પશ્ચિમે ઉગમ પામી હોત તો તો આ બન્ને બનાસ ઉત્તર ગુજરાતમાં જ કોઈક જગ્યાએ ડુંગરોની ખીણોમાં કે મક્તામાં એક થયા વગર રહેત નહીં. પરંતુ અરવલ્લીને તો ગુજરાતની માફક રાજપૂતાનાની પણ સેવા કરવી હતી, ચર્મણ્વતી અને યમુનાને પણ અંજલિ આપવી હતી, એટલે એણે એક દીકરીને એ તરફ વળાવી દીધી ને બીજીને ગુજરાતમાં મોકલી.

બનાસ જે પર્વતની શ્રેણીમાંથી નીકળે છે તે સિરણવાની પહાડી કહેવાય છે અને સિરોહી નામ પણ તે પરથી જ પડ્યું છે. શિરોહી રાજ્યનું ધ્યાનચિહ્ન બનાસને પોતાના હૈયામાં સમાવીને બેઠું છે. એક ગોળ વર્તુળમાં પહાડની ઊંચી હારો છે; છેક ફરહર ધજા ફરકતું મંદિર છે ને તેના ચરણમાંથી નદી વાંકીચૂંકી વહેતી ચાલી આવે છે; તેને કિનારે અપૂર્વ વનસ્પતિઓ પણ ઊગેલી છે. વર્તુળની બહાર ડાબે હાથે વિકરાળ વાઘ અને બીજી બાજુએ રોરવ કરતો ફાટી આખનો પોઠિયો ઊભો રહ્યો છે. મથાળે બે તરવાર એકબીજીને કાપતી બતાવાયેલી છે, ને તેમની ઉપર જમૈયો છે. નીચે લખ્યું છે: “ ખલહઠ બંકા દેવડા ” આબુ અને તેને ફરતો ગુજરાત એક વાર આ દેવડા ચૌહાણોને જ તાબે

હતો. આબુનું એક નામ નંદગિરિ પણ છે, ને શિરોહીનરેશ નંદગિરિનરેશ પણ કહેવાય છે. તો તો પછી સિરણવાની આબુજી, ના પગ પખાળતી પુત્રીને 'ગિરિનંદિની' જ કેમ ન કહેવી ?

શિરોહી રાજ્યના સ્મરણચિહ્નને બનાસ નદીને પોતામાં જે અત્યંત મહત્ત્વનું—હૃદયેશ્વરીનું સ્થાન આપી દીધું છે તેટલું ભાગ્યે જ બીજા કોઈ પણ સ્મૃતિચિહ્નને કોઈ પણ નદીને આપ્યું હશે. હું તો એમાં વહેતી ચિત્રાંકિત નદીને સાચી નદી જોતો હોઉં એટલી જ સજીવતા ને ઉમળકાથી જોઉં છું. નદીના વર્તુળ બહાર પણ એના જ પાણીથી મસ્તાના બનેલા વાઘ ને સાંઢને જોઈ મને થાય છે, "શક્તિનું વાહન વાઘ બળિયો કે શિવનું વાહન વૃષભ બળિયો ?" એનો ઉત્તર તો લોકકવિ શામળભટ્ટે આપી દીધો છે :

> "વાઘથી બળિયો બળદ,
> પૃથ્વીનો ભાર ઉપાડે,
> વાઘ હણે છે જીવ,
> બળદ તો જગત જિવાડે."

એ વાત બનાસ પણ કબૂલે છે.

પૂર્વ તરફ મેવાડી બનાસને ભેટવા દોડી જતી ગિરિનંદિની એમ બનવું મુશ્કેલ જ નહીં પણ અશક્ય જ છે એમ જોતાં ઝાડોલી આગળ દક્ષિણમાં વળી જાય છે. એનું મરું નામ તો વનાશા છે; અથવા હશે.

"घनमारण्यकं यत्र जलमारण्यकं तथा।" ×

એને જોઈ વનો પ્રફુલ્લિત થઈ જાય છે, પક્ષીઓ

× "જ્યાં વન ઘનઘોર છે ને પાણી પણ અરણ્યનું જ છે."

કલ્લોલ કરે છે, પશુઓને પાણીની ચિંતા રહેતી નથી, સ્મૃતિચિહ્નમાંના સાવજ પણ એને કિનારે સજીવ થાય છે. એનાં વહેતાં પાણી જોઈ સિરણવાના પ્રધાનના પુત્ર માઘ જેવા કવિઓની વાગ્ધારા વહેવા માંડે છે, હૃદયવીણાના ઝંકારની કોઈક અપૂર્વ રાગરાગિણી પેઠે આરોહઅવરોહ કરતી, મંદ ને દ્રુત, દ્રુત ને મંદ બનતી ને અનેક ભાવો પ્રગટ કરતી વનાશાને જોતાં જ આપણી હૃદયવીણાના તાર ઝણુણી ઊઠે છે. એનુ ગોરું, મલપતું, આનંદનાં રશ્મિઓ વેરતું મુખ જોઈ આખો ગિરિપ્રદેશ હસતોહસતો થઈ જાય છે. એનામાં ચૌહાણોની તેજસ્વિતા ને તોફાન છે, તેવી જ વિવેકશીલતા ને નમૂનેદાર નમ્રતા પણ છે. એમ કહેવાય છે કે પરમાર, પ્રતિહાર, સોલંકી ને ચૌહાણ રાજપૂતો આબુ પરના વસિષ્ઠના અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થ઼ા ઇતિહાસકારોને મન એ શંકાનો પ્રશ્ન છે. પરંતુ એવું હો કે ન હો, પણ બનાસ જલરૂપે જે પ્રચ્છન્ન અગ્નિ વહી રહી છે તે પીને જ એ રજપૂતો તેજ થયા હશે એમાં તો શી શંકા?

"वैश्वानरो यास्वग्निः प्रविष्टस्ता
आपोदेवियिरिह मामवन्तु ॥"

પાલણપુરની નીચે જ્યારે ગુજરાત નહોતો કહેવાતો તે પહેલાંની ગૂર્જરધરા આ બનાસને કનારે ને અર્બુદાચલની પીઠ પાછળ જ વસેલી હતી. એ પ્રાચીન ગુજરાતની આ બનાસે ખૂબ જ સેવા ઉઠાવી છે. એણે જરા પણ ભેદભાવ રાખ્યા વિના સૌને હર્ષભેર આશ્રય આપ્યો છે. તાંડવનૃત્ય કરનાર શિવ ને શાંતમૂર્તિ મહાવીર, જગત્પાલક વિષ્ણુ ને આદ્યપિતા બ્રહ્મા ને અખંડ શક્તિપ્રેરક સૂર્યના

ઉપાસકોની સંસ્કૃતિઓ બનાસે પોતાનાં પાણી છંટાઇ છંટાઇને લીલી કલાર થઈ જતી ને પાછી કરમાઇ જતી જોઇ છે. હસતું જોઈ એ જેમ ઉન્મત્ત નથી બની ગઇ, તેમ નામશેષ થતું જોઇ એ જરાયે વિષાદ નથી પામી

બનાસ ખૂબ જ ભક્તિમય થઇ આબુરાજના ચરણ પખાળે છે. આટલા ગાળામાં બનાસે શું શું નહીં જોયું હોય? ભારતવર્ષના સૌથી વૃદ્ધ ગિરિઋષિની તપશ્ચર્યા એણે ગણ્યાં ન ગણાય એટલાં સૈકાંથી જોયા જ કરી છે. લક્ષ્મણે કદી સીતાનું મુખ જોવાની દરકાર જ નહી કરેલી, ને નિત્ય પાદાભિવંદન જ કર્યું; જે દષ્ટિ ભક્તિનમ્ર થઈ ચરણમાં ચોંટી ગઇ હતી તે ઊંચી થઈ જ ન શકી; તેમ બનાસે આજ સુધી આબુરાજની શ્વેત થઇ ગયેલી જટા કે દાઢી, મુખકમલ કે નયનપદ્મ જોવા આંખ કે ગરદન ઊંચી કરી જ નથી. એણે તો અનેક ઋષિઓ, સંતો, રાજાઓ, નિરાશ થઇ રખડતા કરણઘેલાઓ, ને રંકો, સાધકો ને સિદ્ધો દુ:ખીઓ ને સહેલાણીઓને પોતાના ખોળામાં આશરો આપનાર ભારતભૂમિના આ વૃદ્ધતમ પુત્રના પગ ધોવામાં જ સાર્થકતા માની છે. એણે ધર્મ, તપ, સરસ્વતી, લક્ષ્મી, યજ્ઞો, ખટપટો, વિગ્રહો ને સંધિઓ ને રક્તની ઊછળતી છોળો એમ ઘણું ઘણું વિરુદ્ધધર્મી જોયું છે.

આબુની તળેટીમાં પથરાયેલી ચંદ્રાવતી એક કાળે ચંદ્રની શીતળ ચાંદનીની પેઠે જ બનાસને કાંઠે હસી રહી હતી. એક કાળે ગુજરાત, અર્બુદારણ્ય, આબુરાજ, સિરણવાના મુલકની એ જ મહારાણી હતી. પ્રતિપચ્ચંદ્ર રેખાંથી માંડીને તે પૂર્ણિમાના ચંદ્રની માફક એ તિથિએ

તિથિએ વધી, વધીવધીને આથમી ગઇ ઇચ્છનકુમારીને માટે સોમેશ્વર ને ભીમ વચ્ચે ભયંકર યુદ્ધ થયું. એક જ અગ્નિકુંડમાંથી જન્મનાર પરમાર, ચૌહાણ ને સોલંકીઓએ શીતળ ચંદ્રાવતીમાં એક કુમારિકા માટે પ્રચંડ યુદ્ધાનળ પ્રગટાવ્યો એમા એમણે પોતાનો સ્વાર્થ હોમ્યો, ચંદ્રાવતીને ખેદાનમેદાન કરી ને મહમ્મદ ઘોરીને હિંદમાં આવવાનાં બારણાં મોકળાં કરી આપ્યાં હિંદના પારતંત્ર્યની એ એક કારમી પળ હતી. જેસલમેરના દૂરદર્શી ભાટી રાજવીની સલાહ કોઈએ ન માની, ને હિંદની અમોઘ શક્તિની અહીં બનાસતટે પાયમાલી થઈ ગઇ. આજે તો ભૂંડ જેવાં મુસલમાની ધાડાંએ કાપી નાખેલી, ચૂંથી નાખેલી એ અનુપમ નાગરણનાં હાડકાંના ટુકડેટુકડા એ પ્રદેશમાં ચંદ્રાવતીનું કરુણ સ્મરણ કરાવતા ચારેકોર વેરવિખેર પડયા છે.

આટલે સુધી હસતી, કૂદતી, આશા ને આનંદથી ભરેલી, તૃપ્ત આંખોવાળી, હાથે ગજરા ને માથે વેણીવાળી, વિવિધરંગી ઓઢણીઓ ઓઢતી ને બદલતી, અત્યંત રૂપાળી, યૌવનમાં પ્રવેશી ચૂકેલી બનાસ ચંદ્રાવતી છોડયા પછી સમૂળગી બદલાઈ જ જાય છે કોઈ ધનવાન ને ઐશ્વર્યવાન શ્રાવકની પુત્રી અમાપ ધનદોલતના ક્ષણજીવી ભોગોમાંથી વાસના ખસેડી લઈ પોતાને હાથે જ લુંચન કરી સાધ્વી થઈ જવાનો નિર્ધાર કરી દે, તેમ બનાસ પણ જૈન સાધ્વી થઇ જીવનનો સાચો મર્મ જાણી લેવાનો દૃઢ નિશ્ચય કરીને જ આગળ ચાલે છે. દુનિયાના બધા જ પલટાતા રંગો એણે પોતાને કાંઠે જોઈ લીધા છે અને મિટ્ટીમાં મળી જતી પોતાના જેવી જ રૂપાળી ચંદ્રાવતીને જોઈ એના હૃદયમાં વૈરાગ્યનાં

પાણી હિલોળા લેવા માંડે છે. એ મૌન ધારણ કરે છે ને ધ્યાનસ્થ થઈ જાય છે અને પોતાનું બાહ્ય સ્વરૂપ જ બદલી નાખે છે.

આબુજીની છાયામાં અસંખ્ય શૈવ મંદિરો છે, શિરોહી રાજ્યમાં જેટલાં સૂર્યમંદિરો આજે પણ જડે છે એટલાં તો હિંદભરમાંયે કયાંય નહિં હોય બ્રહ્મા, વિષ્ણુ ને દેવીઓની સિદ્ધપીઠો એ પ્રદેશમાં છે. પરંતુ બનાસ તો અનુપમાદેવી પાસેથી શીખી લીધેલાં જૈનસ્તવનો ને સજ્ઝાયો, ગહૂંલીઓ ને થોયો ગાવા માંડે છે :

> मंगलं भगवान् वीरो मंगलं गौतमप्रभु. ।
> मंगलं स्थूलिभद्राद्या. जैनधर्मोऽस्तु मंगलम् ॥

એમ બોલી ભગવાન મહાવીરને ચરણે માથું ટેકવી દે છે.

મહાવીરપ્રભુનો અહિંસા ને તીવ્ર વૈરાગ્યનો સંદેશો એને ગમી જાય છે: એટલે આબુની છાયા છોડતાં જ એ સાધ્વી બની જાય છે, લુંચન કરી નાખે છે, શ્વેત વસ્ત્ર ધારણ કરે છે, ઓઘો ને મુખપત્તી પણ રાખે છે, જંગલમાંથી વાસની એક લાકડી પણ તોડી લે છે, ને એ ધર્મદંડને ટેકેટેકે આગળ ચાલે છે.

પછી એ નવે રૂપે સરોત્રાથી ઈશાન કોણમાં પાલણપુર રાજ્યમાં પ્રવેશે છે એ નગર પણ ચંદ્રાવતીના ધારાવર્ષદેવના ભાઇ પ્રહ્લાદને જ વસાવેલું છે, ને પછી પાલનદેવ ઉપરથી પાલનપુર બને છે એમ એ જાણે છે. તે પછી રજપૂતોના હાથમાંથી ઝાલોરથી આવેલા પઠાણોના હાથમાં સરકી જતું પણ જુએ છે. પણ હવે એને રાજ્યોના પરિવર્તનોની બહુ પડી નથી

સાધ્વીવેશ પહેરી એ પ્રમાદ ધારણ કરતી નથી ને પોતાની સાથે ચાલી આવેલી સૂકલી વગેરે નદીઓ સાથે ગપ્પાં નથી મારતી, પરંતુ ગોમેંવાનું વ્રત લે છે. એ નાની હતી ત્યારે ગાયવ્રત કરતી. પરંતુ તે તો કહ્યાગરો પતિ મેળવવા માટે પણ હવે તો ભારતમાતાની વિનાશ પામતી પોતાના જેવી શુભ્ર ગોમાતાના રક્ષણનું ને વર્ધનનું કામ ઉપાડી લે છે. એનાં પાણીનો અગ્નિ પીનાર પરમાર, પ્રતિહાર, સોલંકી ને ચૌહાણ આબુ પર વસિષ્ઠની કામધેનુને બચાવ્યા પછી પોતાનું જીવનવ્રત ભૂલી ગયા. એ પોતાનું ઈશ્વરદત્ત કાર્ય સિદ્ધ કરવા માટે પોતાનાં પાણીની ગોરક્ષક શક્તિ બનાસ પુનઃ પ્રગટ કરી દે છે. વિવિધ જાતનાં ઘાસથી લચી પડતા, પૃથ્વીમાતાનાં પ્રેમાળ રોમાંચ જેવાં ગોચરો પોતાને કિનારે ઉગાડવા માંડે છે, રબારી ને ભરવાડોને વસવા માટે પોતાને તીરે ભૂમિ આપે છે. જૈન શ્રાવકો પેઠે એ ઢોરોને પૂરવાની પાંજરાપોળ જ બનાવીને સંતોષ માને એમ નથી. એ તો વિવિધ અખતરા કરવા માંડે છે. ને પરિણામે એ કાંકરેજમાં આવતાં જ એના પ્રયોગો સફળ થઈ જાય છે એણે ઊછેરેલી ગાયો વૃષભધ્વજ ને વૃષભવાહન શંકરના પોઠિયા જેવા વાછડા આપવા માંડે છે. કાંકરેજી બળદ એટલે સર્વશ્રેષ્ઠ બળદ! વાછડીઓ પણ એવી જ મસ્તાની, નિર્ઝરિણીઓ માફક કૂદંકૂદા કરી રહી હોય છે. બનાસની તપશ્ચર્યા સજીવ થાય છે. એને સહકાર આપવા માટે આવેલા ગોસેવકોની આંખો પણ ધરાઈ જાય છે, અને મનની આશા આ ગાયોની પણ આશા બને છે. શિરોહીના સ્મૃતિચિહ્નમાં વૃષભનું સ્થાન કેમ? તેનો કોયડો તો કાંક

રેજમાં જ ઊકલી જાય છે.

એ જૈનધર્મ ધારણ કરે છે છતાં સંકુચિત માનસની નથી બની જતી. સ્યાદ્‌વાદનું સાચું રહસ્ય એ જ સમજી ચૂકી છે. એટલે જ્યારે દરજા આગળ એને મળતી બાળારામ 'શિવમહિમ્નસ્તોત્ર' ગાય છે ત્યારે સંપૂર્ણ માનપૂર્વક ધ્યાનમગ્ન થઈ પોતાનું ચિત્ત એમાં પરોવી દે છે. એટલું જ નહી પણ બાળાગમના મુખમાથી

ऋचीनां वैचित्र्याद् ऋजुकुटिलनानापथजुषाम् ।
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥*

એ પુષ્પદંતે ગાયેલા શબ્દો નીકળતાં તો બનાસ તેમાં પોતાના જ જીવનધ્યેયનું દર્શન કરી ભાવોન્મત્ત બની જાય છે, કારણ કે એના પાણીનુ અંતિમ ગંતવ્ય સ્થાન હવે પાણીનો સાગર નહિ પણ શાંતિસિંધુ પ્રભુ જ બની ગયો છે સિપુ નિમાજની ડુંગરીઓમાથી ઉગમ પામી દેવીસ્તવન ગાતીગાતી એને ભરત તથા છોટારાણપુર આગળ આવી મળે છે

ડીસા સુધી આવતાં આવતાં તો બનાસ સેવાવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ ને કંઈક વયોવૃદ્ધ પણ બનવા માડી છે ખરેડીના રજવાડી પુલ આગળની ત્રણુસો વારની બનાસ અહીં પ્રૌઢ થઇ જાય છે. પર્વતોમાંનુ એનું બાહ્ય સુંદર સ્વરૂપ બદલાઈ ગયુ છે પણ એના મુખની તેજસ્વિતા તો એની એ જ છે. એ તો પોતે જ અગ્નિસ્વરૂપ છે એટલે ડીસાની અસહ્ય ગરમી એને સાલતી નથી. મને લાગે છે કે એક કાળે ફરુકાબાદ કહેવાયું હોય

* "હે પ્રભુ! ભિન્નભિન્ન રુચિઓને લીધે સરળ કે વિષમ માર્ગે જનાર સૌના—( નદીઓને જલધિ જ માત્ર એક અંતિમ ગંતવ્ય સ્થાન છે એમ—આપ જ અંતિમ ધ્યેય છો."

તો પણ ડીસા મૂળ 'દિશા' શબ્દ હોવો જોઈએ. ઉત્તર દિશામાં જવાનું ને ઉત્તરમાંથી આવવાનું બારણું એટલે ડીસા. ત્યાંની આબોહવા પણ ખૂબ જ આરોગ્યપ્રદ એટલે ખેડાથી ઉઠાડી લશ્કરી થાણું પણ ત્યાં જ ગોઠવવામાં આવ્યું છે, અને આજે તો એ લશ્કરી દૃષ્ટિએ અત્યંત મહત્ત્વનું થઈ ચૂક્યું છે.

પણ હું તો અહીં ફરતા સૈનિકોની પલટણોને બદલે બનાસમાતાનો સંદેશો લઈ ઉત્તર તરફ છેક જેસલમેરના તપેલા 'રીણ' સુધી ખુલ્લે પગે ને ખુલ્લે માથે ચાલતા જૈન સાધુઓ ને સાધ્વીઓના અસ્ખલિત પ્રવાહને જ જોયા કરું છું. અહીં જૈનસંસ્કૃતિ ફેલાઈ છે પોતાના તપને બળે. જ્ઞાનામૃત પાવાની એકમાત્ર પ્રબળ આકાંક્ષાથી, જૈન મુનિઓ ને સાધ્વીઓ પોતાનું જીવન એમ રણમાં વહેવડાવી રહ્યાં છે; અને મેં એવા સાચા મુનિઓને મારવાડની ધગેલી ભૂમિનાં ગામડાંમાં ભગવાન મહાવીરના સંદેશાની અમિવર્ષા કરતા જોયા છે ને સાંભળ્યા છે.

એક બાજુ આમ ગુજરાતથી સાધુસાધ્વીઓ ચોમાસાં ગાળી ઉત્તર દિશાએ જવા માંડે છે, તે વખતે મારવાડની ઉજ્જડ ભૂમિમાંથી ધંધો શોધવા માટે નીકળેલો મારવાડી ડીસા થઈ ગુજરાતમાં પ્રવેશે છે.

"ડાકયા ટોડાટોડડી, લોપા નદી બનાસ,
આડો ગેલો ઉલંઘિયો જઠ ધણુ છોડી આસ."

બનાસ ગાંયોને ચારો નીરે છે તે વખતે બીજાં ઢોરને પણ ભૂલતી નથી. અને ઘેટાંબકરાંનાં ટોળાં તો શકુંતલાના હાથમાંથી દર્ભાંકુરો વિનાસંકોચે ઉપાડી લેતાં હરણાંની જેમ તેના છેક હાથમાંથીયે કવલા ઉપાડી લે છે.

"આહીર 'ઓ આ' કરતો જણાતો,
લે ગાડરાં ઘેર ભણી પળાતો;
દોડે અજાજૂથ કરી અગાડી
બેંબેં કરી બાળ ઘસે પછાડી.

ઘેટાં ને બકરાંના કાફલા ને કાફલા કચ્છથી આ જ માર્ગે ગુજરાતમાં ચારો ચરવા ચાલ્યા આવતા હોય છે ને ચોમાસામાં કચ્છ તરફ પાછા વળતા હોય છે. એ ઘેટાંના વાળની સફેદ કામળ જૈન સાધુસાધ્વીઓએ ખભે નાખી હોય છે ને મારવાડી બકરાંએ આપેલા કાળા કામળા ગુજરાતમાં આવનાર મારવાડી સાથે લેતો આવ્યો હોય છે.

પછી એ રાધનપુર રાજ્યમાં ફરતી ફરતી છેક રાધનપુર શહેર નજીક આવી પહોંચે છે. એને શહેર તરફ જવાની મનોવૃત્તિ જ ન રહી હોવાથી એ માર્ગ બદલી દે છે. પરંતુ રાધનપુર એ પવિત્ર નદીનું ચરણામૃત છેવટે નહેર દ્વારાયે પીને શાંતિ અનુભવે છે. રાધનપુરનું મૂળ નામ તો લુણાવાડા હતું. સરધરા શાખાના વાઘેલા લુણાજી ઉપરથી તે નામ પડ્યું હતું. પછી ફતેહખાન બલોચના હાથમાં જમીનદાર તરીકે આવ્યું અને છેવટે એના કુટુંબના રાધનખાન ઉપરથી એ રાધનપુર કહેવાયું. હવે બનાસને સંસારના બધા જ રંગ ખારા લાગવા માંડયા છે અને એનું પાણી ખારું બની જાય છે.

બનાસે અનેક ભક્તો, વિદ્વાનો, શ્રોત્રિયો, વેદપાઠીઓ, માઘ જેવા સંસ્કૃત કવિઓ ને પ્રાકૃત ગાયકોને પોતાને કિનારે ગાતા સાંભળ્યા છે. શિવ, વિષ્ણુ, દેવી, સૂર્યનાં ને તીર્થંકરોનાં સ્તોત્ર પોતે પણ લલકાર્યા છે. રાધનપુર

વટાવ્યા પછી તો સંધ્યાકાળ થવા આવ્યો છે એટલે એ

દીવો રે દીવો પ્રભુ મંગળિક દીવો,
આરતી ઉતારોને બહુ ચિરં જીવો....એ આરતી

ગાઈ સંધ્યાના ઝાંખા તેજમાં જ આગળ ચાલી જાય છે. એના હૃદયમા પણ દીવો પ્રગટી ચૂકયો છે એ સંસાર માંડવા દરિયા સુધી જતી નથી. ગુજરાતની ભૂમિની સીમા આવી જતા એ બન્ને હાથ પહોળા કરી અંજલિ જોડે છે: એક હાથ વારાહીમા ગોખાતર આગળ હાથ લંબાવે અને બીજો અગિચાણા બાજુ લબાવે છે, ને નીચે બેસી જઈ સાંચે માથુ ટેકવી દિક્ ને કાલથી અનવચ્છિન્ન, અનન્ત ને ચિન્મય, અને અગાધ વિરાટને નમન કરે છે, ને વિરાટ એને પોતામા સમાવી દે છે આમ એનું ૧૭૦ માઈલનું આયુષ્ય કૃતકૃત્ય થાય છે વાતાવરણમાંથી ગૂઢ ધ્વનિ આવ્યા જ કરે છે:

"કાછે તુમી કર્મતટ આત્માતટિનીર,
દૂર તુમિ શાન્તિસિંધુ અનન્ત ગભીર"



૩ :

# મરદાની રૂપેણ

વ્યંઢળ ને વળી નાર પુરુષપણે રાખ્યાં મા !
એ અચરજ સંસાર, શ્રુતિસ્મૃતિએ ભાખ્યાં મા !

× × × ×

પ્રગટ પુરુષ પુરુષાઈ, તું આલે પળમાં મા !

આમ કહી જેમ બહુચરમાને પગે લગાય તેમ રૂપેણને પણ નમાય

ઉનાળાને ભરબપોરે અસહ્ય તાપમાં ચુવાળનો ખુલ્લો પ્રદેશ એક બાઇ ઘોડી પર વીંધી રહી હતી એનો પહેરવેશ પુરુષનો હતો તેવામાં તેણે એક તળાવડું જોતાં ઘોડી ઊભી રાખી તેવામા પાછળ આવતી કૂતરી એ સરોવરમા પડી બહાર નીકળી ત્યારે કૂતરો થઈ ગઇ એ સ્ત્રીને પુરુષ થવું હતું. એની ઘોડી ને એ બન્ને એ સરોવરમા નાહ્યાં ને મરદ બન્યાં. વાત એમ હતી કે કાલરીના સોલકી ઠાકોર ને પાટણના ચાવડા રાજા મિત્ર હતા ને નક્કી કરેલુ કે જો તેમને સામસામા પુત્રપુત્રી થાય તો તેમને પરણાવવાં બન્નેને પુત્રીઓ જ થઇ ! પરંતુ કાલરીની ઠકરાણીને પુત્ર

થયો છે તેમ જાહેર થયું. એ દીકરી પુત્ર 'તરીકે ઊછરી, દિવસો વહી ગયા ને ચાવડી એને ત્યાં પરણીને પણ આવી ને પ્રથમ રાતે જ એ લજવાઇ નાઠી. પણ ચુંવાળના આ પાણીએ એને મરદાની બનાવી. આ જ સ્થાને પછી બહુચરાનું દેવળ બંધાયું. મૂળ તે શંખલપુરમાં હતું.

મારવાડના ઊજળા ગામના બાપલ ચારણની દીકરી દેવલ. સનખલપુર આગળ બપૈયા લૂંટારાએ તેમના પર રાતે હલ્લો કર્યો ને દેવલે પોતાના સ્તન કાપી આપી ત્રાગું કર્યું, બેપાને શાપ આપ્યો, "તું પાવૈયો થજે." અને પછી એણે ક્ષમા માંગતાં કહ્યું, "તું અહીં મારું સ્થાનક કરજે, તારો ઉદ્ધાર થશે, અને અહીં કોઈ કુદરતી નપુંસક આવી સ્રી-વેશે રહી મારા ગુણ ગાશે તે જરૂર મારા ધામમાં પહોંચશે." તે જ પછી બહુચરા નામે માતા ગણાઈ કે બહુચરા એ ગાયત્રીમંત્રનું મૂર્તસ્વરૂપ એ ચર્ચા માટેનું આ સ્થાન નથી. બન્ને વાતો વણાયેલી છે.

પણ એક વાત નિશ્ચય કે ગુજરાતના ધર્મારણ્યની આ ભૂમિ જ મરદાની ભૂમિ છે.

આ ધર્મારણ્યમાં ચુંવાળીસ ગામના જૂથ ઉપરથી કેટલાક ભાગનું નામ ચુંવાળ પડયું છે. એ ચુંવાળને વિષે તો આજે કહેવાય છે :

"તોછડી બોલી ને ટૂંકાં પહેરણાં
ઝાડ જવલ્લે ને ઝાંખરાં ઘણાં,
સસલાં, હરણ ને દાળિયાર તણાં
ચુંવાળે ટોળાં રઝળે ઘણાં......."

એ ધર્મારણ્ય ને ચુંવાળમાં પાણીનાં મરદાનાં ને મસ્તાનાં સરોવરો બાંધતી ને આડાવળા ને તારંગાનાં શૌર્યભર્યાં પાણી પાતી રૂપેણ પોતાની બે બહેનો બનાસ ને સરસ્વતીની પેઠે છેવટે તો વાલુકારણ્યમાં જ ચાલી જાય છે. મરદાની, પુરુષત્વ આપનાર રૂપેણ કોઈ અખાત કે સમુદ્રને શી રીતે વશ થઈ જવાનું પસંદ કરે?

તારંગા પાસેના ડુંગરમાંથી એ રૂપસુંદરી ઉગમ પામે છે. એ પાતળી શિંગ જેવી હોવા છતાં ઘણી જ રૂપાળી છે, કંઠ પણ મધુર છે, એટલે પર્વતરાજ એનું નામ જ રૂપેણ પાડી દે છે.... મને થાય છે કે વડનગર કે વીસનગરની કોઈ રૂપસંપન્ન નાગરકન્યાએ પર્વતમાં જઈ તપ કર્યું હોય અને પછી એ નદીરૂપે વહેવા લાગી હોય એમ કેમ ન બને? રૂપેણ ડુંગરોની બહાર નીકળતાં વડનગર ને વીસનગરની નાગરસંસ્કૃતિ જુએ છે. એ બન્ને શહેરો જરા દૂર હોવા છતાં તેમની સંસ્કૃતિની અખંડ દ્રષ્ટા આ રૂપેણ જ રહી છે: એક કાળે વડનગર આનંદપુર હતું સમ્રાટ અશોક ગુજરાત આવ્યો ત્યારે રૂપેણકિનારાની એક સુંદર કુમારિકાને પરણી મગધ લઈ ગયો હતો. હાટકેશ્વરના પરમભક્ત અને ગુજરાતની સર્વશ્રેષ્ઠ કોમ નાગરો અહીંથી જ પછી ગુજરાત ને હિંદમાં ફેલાયા... તેઓ ક્યાંથી આવ્યા? એ તો એકલી રૂપેણ જ જાણે છે, પણ ઇતિહાસકારો જેમાં ગૂંચાયા છે એ કોયડો એ સહેજે ઉકેલતી નથી.

પછી એ ચુંવાળમાં આવે છે. જેમ ભાદરે પોતામાંથી એક ફાંટો કાઢી એને ગોમા નામ આપ્યું ને પાછો એને

રાણપુર આગળ અપનાવી લીધો, તેમ રૂપેણ ડુંગરોમાંથી નીકળતી વખતે જ પોતાનો એક ફાંટો જમણે હાથે બરાબર પોતાની સમાંતરે વહેતો કરી દે છે, તેનું નામ પુષ્પાવતી આ પુષ્પાવતી ગુજરાતના એક પ્રાચીન શહેર મોઢેરાને પાણી પાઈ શંખલપુર આગળ પાછી રૂપેણને મળી જાય છે. મોઢેરાની ઝગઝળતી જાહોજલાલી એણે જોઈ અને પોષી; એની પડતીની દશા પણ જોઇ. મોઢેરાનું સૂર્યમંદિર આજે પણ અનેક લોકોને આકર્ષે છે. ત્યાં મોઢાની કુળદેવી માતંગી માતાનું સ્થાનક છે મોઢાની એ આદ્યનગરી હતી એ વસ્તુ કરતાં તે ગાંધીજીના પ્રાચીન વડવાઓની પણ નગરી હતી એ વિચારે પણ મન આકર્ષાય છે. મોઢેરાનું સૂર્યમંદિર અને બહુચરાજીનું ગાયત્રીમંદિર જોઈ તે પ્રદેશમાં એક કાળે સૂર્યદેવતાની જબરજસ્ત ઉપાસના થતી હશે એમ માનવાને સબળ પુરાવા મળે છે, અને પાછળથી પારસી તરીકે ઇરાનથી સંજાણ આવનાર સૂર્યપૂજક ને અગ્નિપૂજકના જ પૂર્વગામીઓ વડનગર ને વીસનગરના શંખલપુરની ગાયત્રીસ્વરૂપિણી બહુચરાના ઉપાસકો નાગરો કેમ નહીં હોય એવો તર્ક સહેજે થયા વગર રહેતો નથી.

ચુંવાળ એટલે તોફાની મુલક. બહારવટિયા, ચોર, લૂંટારા આ જમીનમાં પાકયા વિના રહેતા નથી શંખલપુર પસાર કર્યા પછી આપણે વનરાજ ચાવડાના પંચાસરમાં પ્રવેશ કરીએ છીએ. જયશિખરનો ભુવડના હાથે નાશ થયા પછી રૂપસુંદરી ને સુરપાળ આ જ રૂપસુંદરી રૂપેણનાં જંગલોમાં રખડતાં હશે. આ જ વનના રાજાની આંખો ઊઘડતાં એણે સાથી પ્રથમ નદીનું દર્શન કર્યું હશે તે તો રૂપેણ જ.

એનું નામ વનરાજ પાડવાની શીલગુણસૂરિને એણે જ પ્રેરણા કરી હશે. એને જ કિનારે ઊગેલું ઘાસ ચરી ગાયોએ વનરાજને દૂધ પિવડાવ્યું હશે. વનરાજની જેવી રૂપસુંદરી માતા ગણાય, તેવી જ રૂપેણ પણ માતા ગણાય. પોતાનાં બાલ્યકાળનાં પરાક્રમોના પાઠ વનરાજ મરદાની રૂપેણ પાસેથી જ શીખ્યો હશે.

રૂપેણ દયાળુ પણ છે. એ નાની હોવા છતાં લોકસેવાર્થે પોતાનું સર્વસ્વ આપી દેવા તૈયાર થાય છે. એ નાની સરસ્વતી જ છે. કાદરપુરમાં એને જરાક ઊભી રાખી કે એ મોટું સરોવર બાંધી આપે છે. તેને કાદરપુર તળાવ કહો કે ચીમનાબાઈ સરોવર કહો, એની ભાંજગડમાં ય એ ઊતરતી નથી. વળી કરણે કર્ણસાગર પણ આ નદી વાળીને જ બનાવ્યું છે.... બાંધ્યું ત્યારે તો બાંધવા દીધું. પણ પાછળથી લોકોનો કે રાજાનો કંઈકંઈ અક્ષમ્ય ગુનો થયો હશે એટલે કોપે ભરાઈ એણે એ તળાવની પાળોબાળો બધું તોડીફોડી નાખ્યું છે ને પોતે એ જવાબદારીમાંથી મુક્ત થઇ ગઇ છે. અને પછી રૂપેણ બાળરાજા વનરાજના વણોદ, ઝિંઝુવાડા ને દશાડાની હદમાં જાય છે. વઢિયારમાં એ બનાસની પેઠે સર્વ પેઠે ગોસેવા કરે છે. ને જેમ બળદ બનાસના કાંકરેજનો. તેમ ગાયો તો રૂપેણના કાંકરેજની જ.

ત્યાર પછી તો નર્યો રેતીનો જ પ્રદેશ આવે છે. એને એક થેકડો મારી રણ ઓળંગીને કચ્છમાં જવાનું મન તો થઈ આવે છે. પણ કાળની લીલા ગહન છે. એનું આયુષ્ય અહીં રેતીને કિનારે જ પૂરું થવા સર્જાયું હશે, એટલે એ મહત્ત્વાકાંક્ષા પૂરી પડે એ પહેલાં જ એની આ ભવની લીલા ગુજરાતને એ પશ્ચિમ સીમાડે જ સમાપ્ત થઈ જાય છે.



: ૪ :

# હરણાવનો ત્રિવેણીસંગમ

"હું રાણો વાઘ, ને મારો હરણાવ સુધી ભાગ."

ઇડરના રાવ વીરમદેવના રાજ્યકાળમાં તરસંગમાનો રાણો વાઘ ખૂબ જ માથાભારે થઈ ગયો હતો. તરસંગમા એ દાંતાની જૂની રાજધાની. એના નામ પ્રમાણે એ વાઘ જેવો ઘૂમતો, દાદાગીરી કરતો, ઇડરનરેશને સતાવ્યા જ કરતો. એની આંખ હિરણ્યાક્ષી—હિરણ્યમયી—હરણાવ ઉપર ઠરી હતી. હરણાવ એ ઇડર ને દાંતા બન્નેનું સીમાચિહ્ન બને એવી રીતે વહી રહી હતી. હરણાવ સુધી પોતાના રાજ્યની હદ છે એ રાણા વાઘની માગણી હતી, અને એ એવી જક પકડીને બેઠો હતો કે કોઈનું માને જ નહિ. દલીલ, વાટાઘાટ, મુલાકાતો બધું થાય અને છેવટે રાણો વાઘ ઇતિ કરે:

"હું રાણો વાઘ, ને મારો હરણાવ સુધી ભાગ."

એ કાળે બ્રહ્મખેડ ગામ ઘણું જાહોજલાલીમાં હતું. હરણાવ ગામની વચ્ચોવચ થઈને વહેતી હતી. નદીને એક કાંઠે ઊબડ વાણિયાનાં ઘર હતાં ને બીજે કાંઠે ખેડવા બ્રાહ્મણોનાં

ઘર હતાં. ઇડર શું કે દાંતા—તરસંગમા શું, સૌને પોતાની હદ વધારવી હતી. સીમોલ્લંઘન કરવું હતું. એક બાજુ ઈડરનો રાવ સાબરમતી સુધી પોતાની હદનો દાવો કરતો, ને બીજી બાજુ રાણો વાઘ હિરણ્યાક્ષી પર આંખ માંડીને બેઠો હતો. હરણાવનો વાણિયાવાસ ઇડરની હદમાં હતો અને બ્રાહ્મણોવાળો કિનારો તરસંગમાની હદમાં—ને ત્યાં વાઘે થાણું જમાવી દીધું હતું. પણ એની નજર તો આખી, અખંડ હિરણમયી ઉપર ઠરેલી હતી, એટલે એનો ધ્યાનમંત્ર તો ચાલુ જ હતો:

"હું રાણો વાઘ, ને મારો હરણાવ સુધી ભાગ."

પછી તો એનું કામ વધ્યું એણે લોકોને રંજાડવા માંડયા, ધણ વાળી જવા માંડયાં. ઇડરના રાવે ચુનંદા સરદાર માલજી ડાભીને એક ઉત્તમ ઘોડો આપીને વાઘને પકડવા માટે મોકલ્યો. વાઘ વાઘવા ગામ પાસેના મનદાવરી ડુંગર પર ચડી ગયો હતો, પણ ડાભીના પાણીદાર ઘોડાએ ડુંગરની ધાર કૂદી જઈને પોતાના પ્રાણની આહુતિ આપી. ડાભીએ ધણ તો પાછું વાળ્યું, પણ વાઘ છટકી ગયો.

એક વખત વાઘને કોઈકે કહ્યું કે ઇડરના રાવની રાણીઓ બહુ સુંદર છે. એટલે એણે એમને જોવાનો નિશ્ચય કર્યો ખેડબ્રહ્માના ભૃગુક્ષેત્રમાં હરણાવ નદીને કોસંબી અને ભીમાક્ષી મળે છે, અને એ ત્રણેયનો ત્રિવેણી-સંગમ થાય છે. એ સ્થાને ભાણુવંતી ને વિનયામતી રાણીઓ મહાદેવની પૂજા કરવા માટે આવી. બ્રાહ્મણના વેશમાં વાઘ ત્યાં આવેલો રાણીઓએ બીજા બ્રાહ્મણો પેઠે તેનેયે દક્ષિણા

આપવા માંડી. પણ ક્ષત્રિય હાથ શેનો ધરે ? "કાશી જાત્રાએ જઈ આવ્યો છું ને દક્ષિણા ન લેવી એવી બાધા લેતો આવ્યો છું–" આમ એણે અત્યંત પવિત્ર ક્ષેત્રે, કપટથી પરસ્ત્રીઓ જોવાનું પાપ કર્યું.

ઇડરના રાવને આ વાતની જાણ થઇ ગઈ. આ વાત પછી તો કાવાદાવાનાં અરણ્યમાં પ્રવેશે છે. ઉત્તર ગુજરાતને સીમાડે તે કાળે રજપૂતો કેવી ગલીચ રીતે લડી રહ્યા હતા તેનો એ કરુણ ઇતિહાસ છે. ને બીચારી હરણાવ દુ:ખી થતી થતી એ બધું જોઇ રહી છે. રાણો વાઘ છેવટે અથડાતો કૂટાતો આપઘાત કરી મરે છે, પરંતુ ઇડરના રાવ સાથે સંધિ કરતો નથી. એની જક તો છેક સુધી આની આ જ ચાલુ રહે છે:

"હું રાણો વાઘ, મારો હરણાવ સુધી ભાગ"

કેદમાં પડેલો મેરુ રાવત ઈડરના રાવ ભાણને કહે છે કે જો તમે મને એક વાર મુક્ત કરો તો તમારા મહેલ ખોદાવીને રોહીડાની હરણાવમાં નંખાવી દઉં. રાવ મૂછમાં હસે છે. એ તો શેનો છોડે, પણ એની રાણી એને છોડી મૂકે છે. મારુ રાવત અમદાવાદના પાદશાહનું લશ્કર લઈ ઇડર પર ચડી આવે છે અને સૈનિકોને કહે છે, "આ મહેલનો એકએક ઇંટાળો લઈ જઈને જે હરણાવ નદી આગળ નાખશે તેને એક એક સોનામહોર આપીશ." તેઓ હિરણ્ય મહોર માટે ઇંટાળા ઊચકે છે ને ગઢાગામ આંગળ હરણાવને કિનારે શામળાજીનું મંદિર બંધાય છે.

રાણા વાઘ ને મેરુ રાવતની વાત વાંચતાં મને

મહમ્મદઅલી ઝીણાની ' પાકિસ્તાન 'ની હઠ યાદ આવે છે. ઘડીભર ઘર્ઈ જાય છે, ઝીણા રાણા વાઘનો અવતાર તો નહીં હોય! પરંતુ સરહદોના ઝગડા તો સર્વત્ર આવા જ ચાલ્યા કર્યા છે. અનુકૂળ ને પ્રતિકૂળ, ' રાઈવલ્સ ' એ બધા સામસામી સીમાઓ પરના ઝગડામાંથી જ પેદા થયેલા શબ્દો છે. હરણાવની રાણા વાઘની

"હું રાણો વાઘ ને મારો હરણાવ સુધી ભાગ"

એ રમૂજી કડી વાંચતાં રૂહાઈન નદીને તીરે ફ્રાંસ અને જર્મની વચ્ચે એ નદીની હઠ માટે જ જામેલું વેર અને તે માટે બન્ને દેશના કવિએ એ વેરમાં ભડકો કરી આપની લખેલી કવિતાઓ જાણે કે ઉપલી એક જ લીંટી—રાણા વાઘના એકમાત્ર સૂત્ર—નું વાર્તિક ન હોય એમ લાગે છે.

એક જ માના સ્તનને ધાવી રહેલા બે સગાભાઈ એક-બીજાને લડૂરિયાં ભરે, કરડે કે વાળ ખેંચે ત્યારે માને કેટલું દુઃખ થાય! તેવું જ રૂહાઇન ને હરણાવને થયું હશે.

"પરથમમાં નિકલસ બેકર નામના એક જરમને રૂહાઇન નદીની સરદારી ભોગવવાની તાનાજાની કરવા ફ્રેંચ લોકોને ચિડવવાને સારું એક ગીત જોડી કાઢ્યું, તે ગીત તમામ જર્મન દેશના લોકો ઘેરેઘેર અને મંડલીએ મંડલી પૂર જોશથી ગાવા અને સાંભળવા લાગ્યા. ગીતના જવાબમાં આલફ્રેદ મસોએ 'લે ત્રિઆલમોનો' નામનું કાવ્ય પ્રત્યુત્તર-રૂપે લખ્યું."

ત્યાર પછી તરત જ બન્ને દેશો લડી પડ્યા છે. એ બન્ને વેરકાવ્યોમાંની વાનગી આ રહી.

નિકલસ બેકરે પડકાર કર્યો છે:

ઓબ ઝી વી ગીરગે રાબેન
ઝિશ લાઇઝર ડાનાસ શાઈન
ઝો લાંગ'એર રૂનિગ વાલેન્ડ
આઇન શુનેસ કલાઈડ નોખ
ઝો લાંગ આઈનિ ટ્રાંગ્ટ રૂડેર શાલેંડ
ઇન આઈન વેગેન સ્લાગ્ટ, ×

મસોએ એના ઉત્તરમાં જે પ્રતિકાવ્ય પોકાર્યું છે એમાં જર્મન કાવ્ય કરતાં કંઈક નરમાશ છે નેપોલિયન વંટોળ ને તોફાનની મૂર્તિસમો હતો પરંતુ ફ્રેંચ પ્રજાનું લોહી નાહક વેર બાંધનારું હતું જ નહીં. એ કહે છે:

"કિલ કુલ આં પે પુત્ર રહે આલમો
ક વો કાથેડ્રાલ ગોથિક
સિ રહૂલેન મોડેસ્તમ
મે ક્રેનિય ક વો એર બાશિક
ન રવેઇય લેમોર દ લર રપો સાંગ્લાં!"

આવું જ મસોના જેવું જ ઇડરના રાવે અનેક વાર રાણા વાઘને કહ્યું હશે: ખેડવા બ્રાહ્મણોનાં ઘર છે ત્યાંથી આગળ ન વધીશ. પરંતુ નેપોલિયન ને હિટલરની નાતનો રાણો વાઘ હિરણ્યાક્ષીની આખીયે હદ પોતાની કરી લેવાની જક પકડીને જ બેઠો છે:

"હું રાણો વાઘ ને મારો હરણાવ સુધી ભાગ."

× રૂહાઇનનું ગીત ગાનાર એ સ્તવનો ગાતા રહેશે ત્યાં સુધી એનો એક પણ બેટો જીવશે—હેશે તો પણ આ મુક્ત રૂહાઇન તેમને મળે તેમ નથી

"મિનારા ને મકાનોના પડછાયા ઝીલતી તમારી રૂહાઈન ભલે શાન્તિથી વહે, પણ તમારા ગાંડિયા લોકોનું તોફાન વધવા દેશો નહી; નહીં તો પછી અમારે મરણ પામેલા અમારા શૂરવીરોને જગાડવા પડશે"

આમ હરણાવને તીરે રૂહાઈનનાં ફ્રેચ ને જર્મન ગીતો મારા મુખમાથી નીકળતાં જોઈ આ પવિત્ર નદી દુખી થાય છે, ને ભીમાક્ષી ને કૌસાંબી તો આઠ્ઠુ જ સારે છે. ખેડબ્રહ્મા આગળ ઊખડ વાણિયાના ને ખેડના બ્રાહ્મણોનાં એક વાર ઘર હશે ત્યાં ઊભો ઊભો હુ આખું દૃશ્ય જોઉ છું. ભૂતકાળ ને વર્તમાન, હિરણ્યાક્ષીની સોનાનો સૂરજ પ્રતિબિંબિત થઇ બનેલી હિરણ્યમયી આખ, અને કરુણાર્દ્ર મુખ એ બધું દૃશ્ય અનેક વિચારોની તરગમાળા મારા મગજમા ઉઠાવે છે ઊખડ વાણિયાનાં ઘરો તરફને તીરે સફેદ અંગ ને પીળી ચાંચોવાળા બગલાઓનું એક મોટું વૃદ એઠું છે ખેડવા બ્રાહ્મણોવાળે કિનારે કાગડાઓનુ એથીયે મોટું ટોળું જામ્યું છે. મને થાય છે, હરણાવને કિનારે મરેલા ઈડર ને તરસગમાના સૈનિકોના પુનરવતાર તો આ નહીં હોય ! મારો વિચાર કઈક જાણી ગયા હોય, તેમ બન્ને ટોળા ઊડી જાય છે ને કહે છે 'ના, ના, અમે તો ઊખડ વાણિયા ને ખેડવા બ્રાહ્મણો છીએ. ધન સાચવવા ને શ્રાદ્ધ જમવા જ આવ્યા છીએ'

સુદર હરણાવ તરસગમાના ગણા વાઘની સરહદ તો ન થઈ શકી, પરંતુ ગુજરાત, નાની મારવાડ, મારવાડ, મેવાડ, વાગડ વગ્ચેની એ સીમારેખા તો બની જ છે પોળો વડાલી ને ખેડબ્રહ્માથી થેકડો માર્યો કે મેવાડની નવી જ ભૂમિમા જવાય છે

આવી સીમાંકન કરનારી નદીઓને કંઇ કેટલાયે રાજ વાઘ જોવા પડયા હશે, પરંતુ હિરણ્યાક્ષીનું સ્મરણ ઇતિ હાસની એક ટચુકડી ક્ષણભંગુર વાતથી જ ઓછું ટકે રહેવાનું હતું ? હરણાવ તો પોતાને કિનારે એક મહા તીર્થ—ભૃગુક્ષેત્ર વસાવે છે. ત્યાં બ્રહ્માએ યજ્ઞ કર્યો હતો; અ તેમના પુત્ર ભૃગુએ પોતાના પિતા ને રુદ્રનું અપમાન કરેલુ તે પાપનું નિવારણ કરવા માટે હિરણ્યાક્ષી, કોસાંબી ભીમાક્ષી નદીઓના ત્રિવેણીસંગમ ઉપર ઓણે દિવસો સુધી સ્નાન કરી તપ કરેલું, તેથી એ ભૃગુક્ષેત્ર કહેવાયું ભૃગુ સાચું તપ ટકી રહ્યું. રાણા વાઘનું જક્કી તપ જલી ગયુ

હિંદુસ્તાનમા બ્રહ્માની મૂર્તિઓ બહુ જૂજ જ સ્થાને માં છે. બ્રહ્માએ વિશ્વકર્મા પાસે નગરરચના કરાવી યજ્ઞ કર્યો હતો, અને પોતે વિદાય લેતી વખતે ત્યાં પોતાની ચતુર્મુ વૈતીની મૂર્તિની સ્થાપના કરી હતી. બ્રહ્માએ વસાવેલું નગર તે ખેડબ્રહ્મા અથવા બ્રહ્માની ખેડ કે બ્રહ્મખેડ—બ્રહ્મક્ષેત્ર એ ખેડબ્રહ્મા હિરણ્યાક્ષીને જમણે તીરે આજે પણ એ ભૂત કાળને સાચવી રાખી ઊભું છે. એ નાશિક ને બદરીકેદા જેટલું જ પવિત્ર ગણાય છે. ખેડબ્રહ્મામાં પિતામહ બ્રહ્મા ક્ષીરજાંબાદેવી અને ભૃગુનાથ મહાદેવની મૂર્તિઓ છે બ્રહ્માનું આ સ્થાનક હિંદભરમા પ્રસિદ્ધ છે ત્યાં મહાશિ રાત્રી પર એક પખવાડિયા સુધી મેળો ભરાય છે.

હિરણ્યાક્ષી ત્રિવેણી બની કેવળ બ્રહ્મા ને ભૃગુના તપ વાતો જ નથી કરતી, પરંતુ એ તો કોઈક અગમ્ય પર્વત માળામાંથી પ્રહ્લાદની કથા પણ સાંભળી લાવી છે તેય ગા કરે છે, અને એ સત્યાગ્રહી બાળકના તપના અણુ પોતા પાણીમાં સાચવી રાખી આગળ ઉપર સાબરને સોંપી દે

આવડી નાનકડી નદી થોડું ડુંગરોમાં ને થોડું પથ્થર-માં ચાલી, શૌર્ય, તોફાન, તપ, ત્યાગ ને વૈરાગ્યના પ્રસંગો જોતીજોતી સતલસણા પાસે ભાટિયાના ભાણપુર આગળ સાબરને મળી જાય છે. એ સંગમ જોઈ મને થાય છે: 'પેલું સાબર. પેલું હરણ! કેવું એકબીજાને ચાટે છે! હાથમતી ને હરણાવ બહુ પાસેપાસેથી નીકળે છે. સાબર હજુ ડુંગરોને ભેદતી ભેદતી પોતાનો માર્ગ શોધી રહી છે, તે પ્રદેશમાં જ હિરણ્યાક્ષી એની સાથે ભળી જાય છે હાથમતીને તો કદાચ થોડે સુધી એમ પણ થયું હશે કે એકલ વહીને જ સીધી સમુદ્ર તરફ ચાલી જાઉં. પણ એણે જોઇ લીધું કે હમણાં નહીં તો ક્યાંય છેવટે હારી થાકીને પણ વૌઠા આગળ તો સાબરમતીને મળ્યા વગર છૂટકો જ નથી. પૂર્વમાં સર-કીશ તો ખારી રોકી લેશે. મીઠી હોવા છતાંયે ખારીની સાથે ખોટી ખારી બનવું ને છેવટે તો સાબરને મળવું જ પડશે, એટલે એ બુદ્ધિશાળી નદી પાદરમાં થોડુંક જ ઃડી સંગપુર ને બનૈયા આગળ સાબરને મળી જાય છે ને બન્ને મળી સાબર-મતી બને છે. પરંતુ હિરણ્યાક્ષી તો પહેલેથી જ પોતાનો માર્ગ સમજી ગઈ છે. એની સોનાની આંખોએ જોઈ લીધું કે સાબરને સ્વતંત્ર રીતે મળવાનું માન પોતાને મળ્યું છે તે શા માટે ખોવું! એટલે એ તો પૂર્વ કે દક્ષિણમાં જરાયે આડુંતેડું દોડ્યા કે ભટકયા વગર ડુંગરમાં તો ડુંગરમાં પણ પશ્ચિમમાં જ ચાલી સાબરમાં પાણી ઠાલવી દે છે, અને એને દૂરથી જ આવતી જોઈ સાબર પુલકિત થઈ જાય છે.

સાબર ને હરણ તો હમેશાં એક જ છે ને!



: ૫ :

# આદર્શ ગુજરાતણ સાબરમતી

दधीचेरुग्रकृताश्रमनिकटयाहिन्यमलका
प्रवाहे क्षीरोत्था तनुधवलधारा विचरति ।
प्रपश्यते नित्यं स्नपनकरणे शुद्धहृदयाम्
नमो नित्यं मातः सुमतिफलदे साभ्रमतिके ॥×

જ્યારે બે ઘડી રાત રહે છે ત્યારે સાબરમતીમાં એક સેર ગંગાની વહે છે, ને ઓરણાના આરાથી અમદાવાદના નવનાથ ને ચોરાસી સિદ્ધનાં આસન છે ત્યાં સુધી ચાલી પછી અલોપ થાય છે. તે બ્રાહ્મમુહૂર્તે સાબરમતીતટે વસનારા ઋષિઓ ઊઠે છે, પ્રભુનું ધ્યાન ધરે છે ને સ્નાન કરે છે. એ બધાયમાં દધિચી અને ગાંધીજી માટે જ એ સરણું વહેતું હશે. મને તો લાગે છે, સવારના પહોરમાં ગંગાએ સાબરમતી સાથે ભળી એવા વિરલ યુગાવતારોના પગ પખાળવાનું વ્રત લીધું હશે. સાબરમતીએ બીજું કશું જ ન

× "દધિચીના ઉત્તમ તપના પ્રભાવથી તેમના આશ્રમ પાસે વહેનાર હે અલકનંદા! તમારા પ્રવાહમાં દૂધ જેવી સફેદ ધારાઓ ચાલે છે રોજ નાહતી વખતે શુદ્ધ હૃદયથી આરાધના કરનારને સુબુદ્ધિ આપનાર હે માતા સાબરમતી! હું તને પ્રણામ કરું છું."

કર્યું હોત ને કેવળ માનવજાતિ માટે પોતાનું સર્વસ્વ આપનાર આ બે ત્યાગવીરોને પોતાને તટે રહેવા જમીન આપી પોતાનાં પાણી પાયાં હોત તો પણ જગતની સર્વશ્રેષ્ઠ નદીઓમાં એનું સ્થાન સૌથી પ્રથમ પંક્તિમાં જરૂર મુકાયા વગર ન રહેત—પણ ' કે છેલ્લું ગણાવાની અભરખા ઓછી જ હોય છે !

ગુજરાતની ચાર મોટી નદીઓમાં એનું સ્થાન ચોથું આવે—નર્મદા, તાપી, મહી ને સાબરમતી. પરંતુ એનું બસો માઇલનું આયુષ્ય મોટે ભાગે કેવળ ગુજરાતની જ સેવામાં અર્પાઈ જાય છે. તાપી તથા નર્મદા પેઠે મધ્ય હિંદ ને માળવા, ને મહી પેઠે એને માળવા-રાજસ્થાનમાં પોતાની જીવનયાત્રા ચલાવવી પડતી નથી. મહાગુજરાતની બરાબર મધ્યમાં વહી એ ગુજરાત ને સૌરાષ્ટ્રનો મેળ કરાવી આપે છે. વળી ગુજરાતની સંસ્કૃતિની તો એ જ માનયષ્ટિ છે એને તટે બોલાતી ભાષા, ઘડાતી સંસ્કૃતિ, સર્જાતું સાહિત્ય, નિર્માણ થતી નીતિ, જિવાતું જીવન, પહેરાતો પોશાક, ઘડાતું રાજકારણ, બંધાતો આદર્શ એટલે —ગુજરાતી— આદર્શ ગુજરાતી.

એને તટે ગુજરાતની લક્ષ્મી, વિદ્યા, કીર્તિ, તપસ્યા, સાધુતા, સેવા, બુદ્ધિ સોળે કળાએ પાંગરે છે. એણે જ ગુજરાતની અસ્મિતા ઘડી છે, છતાં અસ્મિતાના વમળમાં એ ચકરાતી નથી.

જગતની નદીઓનું એક મોટું સ્નેહસંમેલન થવાનું હોય અને ગુજરાત તરફથી એક જ પ્રતિનિધિકા મોકલવાની

હોય, તો મેં બધી નદીઓને પૂછી જોયું છે કે તેઓ સર્વાનુમતે સાબરમતીને જ ચૂંટી કાઢે. અને પૃથ્વીના વિરલ આધુનિક ઇતિહાસને પોતાનું પાણી છાંટી લીલોછમ કરી મૂકનાર સાબરમતીને નદીઓની એ જગતપરિષદ પોતાને પ્રમુખસ્થાને બેસાડે તો નવાઈ નહીં. હિંદની વૃદ્ધ મૈયા ગંગા અથવા તો એને બદલે આવેલ નર્મદા માતા જરૂર એ પ્રસ્તાવ મૂકે ને પાકિસ્તાન તરફથી પધારેલાં સિંધુદેવી એને ટેકો આપે. ને પછી જગતની બધી લોકમાતાઓ હર્ષથી પુલકિત થઈ ચોગરદમ પોતાના તરંગો ઉછાળી ચંદનાને વધાવી લે

ગાંધીજીએ કોચરબ પાલડીથી આશ્રમ ઉપાડી ચંદ્રભાગા–સાબરમતીને સંગમે નિવાસ કર્યો, ત્યારથી એ સાબરમતીના સંત કહેવાયા શૌનક, વસિષ્ઠ, વામદેવ, ગૌતમ, ગાલવ, ગાંગેય, ભરદ્વાજ, ઉદ્દાલક, જમદગ્નિ, કશ્યપ, જડભરત, ભૃગુ, જાબાલિ વગેરે અઠયાશી હજાર ઋષિઓએ સાબરમતીતટે તપશ્ચર્યા કરી અને નર્મદા–તાપીની પેઠે એ પણ ઉભયતટપાવની થઈ:

> " અથ ઉભયતટપાવની, નગ નગર અરણ્ય;
> સાગરના સંગમ સુધી, અશરણતણી શરણ. "

રાવણ બ્રાહ્મણ હોઈ તેના વધથી લાગેલી બ્રહ્મહત્યા રામચંદ્રજીએ સાબરમતીસ્નાન કર્યું ત્યારપછી દૂર થઈ. અનાયાસે આ નદીનું જળ મહાદેવના બાણ પર ચડાવવાથી કિતવને ઇંદ્રાસન મળ્યું. કાશીરાજ ધર્મસેનનાં મહારાણી વજલેપ પાપમાંથી સાબરમતીના સ્નાનથી જ મુક્ત થયાં.

દધિચીએ ઇંદ્રને આ સ્થાને સર્વસમર્પણ કર્યું–એ વજ્રથીયે વધુ સુદૃઢ હાડકાં સાબરમતીના જળથી પોષાયાં દયાનંદ સરસ્વતીને યોગ સાબરમતીએ જ શીખવ્યો. રવીન્દ્ર ઠાકુરને તન્વી સાબરમતીએ જ નદીગાન શીખવ્યું—અને એ ત્યાગ, તપશ્ચર્યા, શૌર્ય ને નિર્મળતાનો એકસામટો વારસો ગાંધીજીએ લીધો અને દધિચી પછી મૈયા સાબરમતી જે યુગાવતારની રાહ જોયા જ કરતી હતી તે એને કિનારે પ્રગટ થયો; અને આજ સુધીના જગતના સર્વ સંતમહંત ને અવતારોને ઢાંકી દે એવાં સત્ય ને અહિંસાના સંદેશનાં પૂર સાબરમતીમાં અહર્નિશ વહેવા લાગ્યાં.

પ્રાચીન કાળમાં એક વાર સાત દુકાળ પડયા. ઋષિઓએ કાશ્યપને વિનંતી કરી એટલે એમણે શંકરનું આરાધન કર્યું. શંકર ભગવાન સાભ્રમતી ગંગાને લઈ અર્બુદારણ્યમાં આવ્યા ને પછી ત્યાંથી એ નદીની છૂટી ધારાઓ અરણ્યમાં થઇને ગુજરાત તરફ વહેવા લાગી. તે વખતે સમુદ્રે પ્રગટ થઈ કાશ્યપને પ્રાર્થના કરી: "આ નદી મારા જળમાં મળે, કારણ કે અગસ્ત્ય ઋષિ મારું જળ પી ગયા ને પછી તે લઘુશંકા વડે મને પાછું આપવાથી તે અપવિત્ર થઈ ગયું છે." એટલે પછી બીજી નદીઓ સાથે સાબરમતી સમુદ્રને મળ્યાં ને સમુદ્ર પાવન થયો—કૃતકૃત્ય થયો

બીજી દંતકથા એવી છે કે ગંગામૈયા પાર્વતીની બીકથી–તે સા ભ્રમતિ–ભટકતી હતી. ઇતસ્તતઃ ભ્રમણ કરતી એ સરિતાને કાશ્યપ પોતાની જટામાં ઘાલી લાવ્યા અને અર્બુદારણ્યમાં આવી એ જટા પછાડી એટલે એમાંથી એ ગંગાના સાત પ્રવાહો વહેવા લાગ્યા. મુખ્ય પ્રવાહ સાભ્ર-

મતીનો કહેવાયો ને બીજી તે એને વૌઠામાં મળનાર છ નદીઓ થઈ. કાશ્યપ લાવ્યા એટલે એ કાશ્યપી ગંગા પણ કહેવાય છે.

અખંડ સાબરમતીનું ધ્યાન ધરું છું ત્યારે તેની સાથે સાથે જ મેડતાની દીકરી ને મેવાડની કુલવધૂ કૃષ્ણકનૈયાની

અનેક ઋષિઓ, મુક્તિ પામે છે, એને કિનારે નાગલોકો વસે છે તેમજ નાગરો પણ વસવાટ કરે છે, રજપૂતો પણ પાણી પીવા આવે છે, ને વાણિયા વગર તો ગામ જ શી રીતે કહેવાય ? આમ જનતાની વિપુલતાને આશ્રય આપતી નદી પોતાને બન્ને કિનારે આવીને મળનાર પોતાની નાની-નાની સખીઓ અને બુદ્‌બુદ બુદ્‌બુદ ગાન ગાતે ગાતે કૂદી પડતાં ઝરણાંના કરભાર વડે પોતે પણ વિકાસ પામતી જાય છે.

તે અંબાજીનાં દર્શન કરી પર્વતોમાંથી છૂટી થતાં જ પોશીનાની વહકલા-વાકળ એને હડાદ આગળ આવીને મળે છે. અને ત્યાંથી આગળ ચાલતાં સતલાસણા આગળ ખેડબ્રહ્માનાં ચરણામૃત લઇ હરણાવ ચાલી આવે છે, તારંગાથી ટિંબા બાજુએથી આ તન્વંગીનું સૌંદર્યદર્શન આંખને ઠારી દે છે, અને પછી કવિના હૃદયની તંત્રી પણ હાલા ઊઠે છે:

"મંદ સુમંદ લહરી લહરાય,
કુંજ સંગીત કહીંથી સુણાય,
અનેરું વેર્યું ચંદ્રાએ હાસ,
અલૌકિક ઝીલે જગ ઉલ્લાસ,
શ્રમ વિસારી અધીર શ્રવણે પીઉં મંજુલ સૂર
ધવલ દેખી તવ પટ ત્યાં સહસા નાચે ઉર,
વહે વહે સાબર, હર્ષનું પૂર.*

આ સ્થાને રૂપેણ ને સાબર વચ્ચે માત્ર તારંગાની

* શ્રી. ઉમાશંકર.

ટેકરીઓ જ ઊભેલી છે. પણ એ ક્યાંય આડું રોકાતી નથી. એને પોતાની બહેનને શોધી કાઢવાની એટલી બધી ઉતાવળ છે કે એને એમ કરવું ગમતું જ નથી. એટલે ચાલતી વખતે પોતાની લેલૂર સાડીમાં વાંકીચૂકી દેખાવા છતાંય એ ચાલે છે તો ખૂબ જ સીધી.

" સર્પાકારે સાબર વહેની શોભતી,
ધીમીધીમી વહેતી દક્ષિણ ધાય જો;
બેઉ કાંઠે ગામો શહેરો ધારતી,
અદા કરીને ફરજ સદા શોભાય જો "

સાબરમતી ને હાથમતીનો સંગમ થાય તે પહેલાં સાબરમાં અનેક નાની નદીઓએ પોતાનાં પાણી ઠાલવી દીધાં હોય છે મેવાડ છોડી પાલ, પોળો, પોસીનાની સરહદે વહી સેઈ નદી ચારણની મહુડી પાસે એને મળે છે. આ સેઇ પોળોમાં સદેવ ત–સાવળિંગાની જીવનલીલા જોતી આવી છે એટલે એ લોકવાર્તા કોઈક રાતે નિરાંતે સંભળાવ્યા વગર રહેતી નથી વેકરી ને ઉલેલ ઇડરનો ઇતિહાસ કહે છે. વેકરી હાથરવાની પાસેના ડુંગરમાંથી નીકળી હોય છે. કંબોઇયા વાસણા આગળ થઈ, વલાસણા આગળ તે સાબરમતીમાં ડૂબકી મારી દે છે અને ઉલેલ તો ઇડરિયો ગઢ જીતી છે. એ ઇડરના મદારસના ડુંગરમાંથી નીકળી જાદર ને મણિયાર આગળ થઈ સાબરની સાથે ભળી જાય છે. આગળ વળાક સાથે ભળેલી પરમ એને કાળાં ખેતરા આગળ દોડીને ભેટી પડે છે ધામણાવ વાધવા આગળ ચાલી આવે છે

આવી જ રીતે હાથમતી પણ ઘઉઆવ ને એને મળેલી બેસકાદ્વારા સારી રીતે પુષ્ટ થઇ હોય છે.

ઉંડણી, વક્ષાસણા, એકલારા, ઈલોલને વટાવ્યા પછી સંગપુર આગળ એને ડાબે હાથે ઝપાટાબંધ ચાલી આવતી હાથમતી દેખાય છે. ને પછી બનિયા પાસે જ્યારે એ બન્ને બહેનો એકબીજીને ભેટી પડે છે ત્યારે એ દૃશ્ય જોઇ હૃદય ધરાતું જ નથી વેગથી ચાલી આવતી હાથમતી સાબરમાં ભળી જાય છે ને પછી બન્ને મળી સાબરમતી કહેવાય છે:

'સાબરમતી માંહી ભળે છે, હસ્તમતી મહાવેગથી,
મહાસુદ્ધમાં દોડી જતો, જેવો જ ભારત મહારથી"

આ મિલન પછી નદીનું સ્વરૂપ જ બદલાઈ ગયું હોય છે. સાબરમતીનાં યુગેયુગે નામ બદલાયાં છે:

"कृतौ कृतवत्यासीत्तदनु मणिकर्णीति गदिता ।
युगे त्रेतासंज्ञे भुवि विधुवती द्वापरयुगे ॥ .,
कलौ च कल्याणी साभ्रमतिरिति संज्ञामुपगता ।
, नमो नित्य मातः सुमतिफलदे साभ्रमतिके ॥ "

સત્યયુગમાં કૃતવતી, ત્રેતામાં મણિકર્ણિકા, દ્વાપરમાં વિધુવતી કે ચંદના યા ચંદનાવતી અને કલિયુગમાં સાભ્રમતી તરીકે ઓળખાય છે મુસલમાન લેખકોએ એને ચંદના તરીકે ઓળખાવી છે. સા + ભ્રમતી, શ્વભ્ર + વતી એ બધાં નામો કરતાં મને એ લેખકોએ છોડેલો સમાસ વધુ ઠીક લાગે છે: સાબર + હાથમતી એટલે સાબરમતી. પણ સાબરમતીનો આ પ્રદેશ પહેલા શ્વભ્ર ને આનર્ત તરીકે ઓળખાયો છે. વળી સંગપુર પછી એ એવાં સુંદર ને અક્કરચક્કર કોતરો બનાવી દે છે કે તેને શ્વભ્રવતી કહેવાનુ સહેજે મન થઈ જાય: તેથી બુદ્ધિસાગરજી કહે છે:

"નિજ પટ્ટને વિસ્તારવા ઉપકંઠ ક્ષેત્રો તોડતી.
વાંઘાં બનાવી કોતરો જલવૃદ્ધિદ્વારો જોડતી."

મને લાગે છે કે સાબર સેવા ને ત્યાગનો જે મંત્ર લેતી આવી છે તેમાં હાથમતીનું શૌર્ય પણ ઉમેરાયું છે, અને એનો પરચો તો સંગપુર છોડતાં ઘસાતા ને ખડાત આગળ જણાઈ આવે છેઃ

"બને છે વીર યોદ્ધાઓ, કરી જલપાન આનંદે,
નિહાળી દેખશો જ્યાત્યાં, શૂરું સાબરમતી પાણી"

ગુજરાતની પ્રાચીનતમ સંસ્કૃતિનો ઉદય ને અસ્ત જોતી સાબરમતી કોટયર્ક આગળ મધુરા સ્તોત્રો ગાતી, તંબૂરા પર હાથ ફેરવતો આગળ ચાલે છે. પણ સાબરમતી ચંદના કેમ કહેવાઇ તેનો કોયડો પણ આ ખડાતનાં પીળી ગોરોચન જેવી માટીનાં વાંઘાં જ ઉકેલી દે છે ચંદન જેવી એ માટીને જોઈને જ એ નામકરણ થયું હશે એમાં શી શંકા? અહો શશિલેખાકારે વહેતી સાબરમતી વાઘપુર આગળ ચાલી આવે છે. સાબરમતીની પ્રાતીજ જઈ આગળ ઉપર ખારીને મળી જતી ભેખ પહેલાં શું હતી એવા કોયડા ઉકેલવા બેસીએ તો નદીનાં સુંદર દશ્યો જોવાં રહી જાય, એટલે એ બધા પ્રદેશમા રખડયા છતાં હું તો નદી સાથે આગળ દોડું.

દિવસે ને કાળીગોરી રાતે અહીંથી તે છેક અમદાવાદ સુધીની નદી જોયા પછી એક વસ્તુ મેં જોઈ લીધી કે અનેક સેવાઓ ને વ્રતો સાથે સાબરમતીએ બીજું એક મહાન વ્રત લીધું છે—ભારતમાતાને વસ્ત્રોથી ઢાંકવાનું.વાઘપુર જતાં રસ્તામાં

નદીનાં પાણીમાં છીપાઓએ બાંધેલાં લૂગડાં જોયા પછી ને વર્ષો સુધી ચાર પુલોની વચ્ચે આવેલો સાબરમતીનો પટ ને ભૂંગળાંથી ભરેલો ડાબો કિનારો જોયાં પછી અને છેવટે ગાંધીજીને પોતાના એ વ્રતની દીક્ષા એણે આપી એ જોઇ, ભારતમૈયાનો દેહ ઢાંકવા માટે કાંતવું ને વણવું એ પણ સાબરમતીનું એક ઈશ્વરદત્ત કાર્ય અથવા તો સ્વયંસ્ફૂર્તિથી ગ્રહણ કરેલું વ્રત છે એમાં મને જરાયે શંકા હવે રહી નથી. અને નાગાંપૂગાંને પોતે ઓઢેલી પછેડીઓ કે સાડીઓ છૂટે હાથે આપતી મેં સાબરમતીને અનેકવાર જોઇ છે.

સાબરમતી ધીમી ધીમી ચાલે છે. એ જાન્યુઆરીમાં દર સેંકડે ૧૯૦ ફૂટ ને ઑગસ્ટમાં ૨૦ ફૂટ દોડે છે અને એનો પટ પાતળો હોવા છતાંયે ૪૦૦ થી ૧૫૦૦ ઘનફૂટ પાણી વહે છે, પણ ચોમાસાના પૂરમાં તો ૯૨,૦૦૦ ઘનફૂટ સુધી પાણી વહે છે. પણ એ આ ધીમો પ્રવાહ લઇ એક કાંઠાથી બીજો કાંઠો વારંવાર બદલે છે તે એટલા માટે કે બન્ને કિનારાની સરખી રીતે સેવા થાય. વળી કોઈ નદીને હર્ષભેર મળવા આવતી જુએ એટલે પોતે સામે જઈ ને ભેટી પડે.

વાઘપુર છોડયા પછી અમદાવાદ પહોંચતા પહેલાં એ રસ્તામાં વરસોડા, સાદરા, વાસણા, પેથાપુર, વગેરે ગામોને તથા બીજાં અનેક નાનાંનાનાં ગામડાંને તૃપ્ત કરે છે.

જાણે વરસોડાનો એકલશૃંગી આશ્રમ જોવા માટે જ અથવા તો ત્યાંના રાજાનો પાસે તપશ્ચર્યા કરાવી પુત્ર આપવા માટે જ કે લોકોને ચરણામૃત પાઇ ધન્ય કરવા માટે જ

ઇચ્છતાં હોય એમ આગળથી એકીટશે સીધાં જ વહી આવતાં સાબરમતીમાતા જાણી જોઇને થોડું પશ્ચિમમાં વળી જાય છે:

"વસોડામાં સાબરતીરે આવતા,
એકશૃંગી આશ્રમ દીઠો બેશ જો;
વિવિધ જાતની વલ્લિઓ વૃક્ષો ઘણાં,
સ્થળ એકાંતે ધ્યાને નાશે કલેશ જો
સાબરમતીની કુદરત શોભા દરવ છે,
ગાતાં મનહર પંખીઓ નિજ ગાન જો,
ઉચ્ચ ટેકરે આરોહી અવલોકતાં,
ભલું પ્રગટતું કુદરતનું મન ભાન જો"

સાદરા એ સાબરમતીને કિનારે વસેલું ગામ છે મહીકાંઠા ને સાબરકાઠાના રજપૂતોના ગૌરવને અહીં અંગ્રેજ સરકારના પ્રતિનિધિના પગમાં રોળાતું જોઈ એમના પૂર્વજોને શૌર્યનું સ્તન્યપાન પોતે જ કરાવ્યું હોઇ નદીમાતા દુ:ખી થાય છે મેં વર્ષો પહેલાં સાદરા જોયું ત્યારે ચાવડા, ચોહાણ, પરમાર, સોલંકી ને મકવાણાઓના ફેંટા અહીંના ગોરા પોલિટિકલ એજંટના કે એના પ્રતિનિધિસ્વરૂપ કાળા સાહેબના ચરણારવિંદમાં ઝૂકતા જોયા હતા. પણ હમણાં છેલ્લી વખતે તો સ્વરાજ્યપ્રાપ્તિ પછી એ જ રજપૂતો સૈન્યમાં ભરતી થતા હતા, એ જોઇ નદીમાતાને ખુશી થતાં જોયા

સાબરમતી પછી સારી પેઠે માર્ગ કાપી નાખી આશાપલ્લીની હદમા પ્રવેશ કરે છે. આશાભીલના એ ગામ અગાઉ કરણ સોલંકીની કર્ણાવતી પણ સાબરમતીને બન્ને કિનારે સારી પેઠે ફાલીફૂલી હતી, ને પાછી જમીનદોસ્ત પણ થઈ ગઇ હતી....પણ આશાપલ્લીને સામે કિનારે કર્ણાવતીના

એ અવશેષોમા ચંદ્રભાગા ને સાબરમતીના સંગમસ્થાને સૈકાં પહેલાં દાધચીએ અસ્થિદાન કર્યું હતું અને એ બધાંનાં માત્ર ખંડેરો જ ઊભાં રહ્યાં તે વખતે શિકાર માટે નીકળેલા પાટણના અહમદશાહે નદીના પટમાં શિકારી કૂતરાઓ પર સસલાં ધસી આવતાં જોયાં, નદીનાં પાણીનું શૌર્ય એણે જોઈ લીધું. આશાપલ્લી એણે પડાવી લીધું, અને ઈ. સ. ૧૪૧૧ના પ્રથમ પાદમાં હિજરી સન ૮૧૩ના અંત્ય પાદમાં એણે સાબરમતીને ડાબે કિનારે અહમદાબાદ શહેર વસાવ્યું. કવિ હુલશી શિરાઝી કહે છે·

"નવા બાદ શહેરી શુદા નાઝનીન,
અવાદશ ચુ ખાલી બરૂયે ઝમીન "*

પછી તો એ રાજનગરીમા દેશદેશાંતરના લોકો આવે છે, અનેક ઉદ્યોગો ને ધંધા ખીલે છે, ને કળીમાંથી ફૂલ ખીલે એમ ચોગરદમ ભવ્ય કોટવાળું એ શહેર ગુલાબની માફક અનેક પાખડીએ પાંગરે છે. ભિન્નમાલ, વલ્લભી, પાટણ ને અમદાવાદ એમ ગુજરાતની રાજધાની અમદાવાદમાં આવીને ઘણી જાય છે, અને આજે તો એ એકલી રાજકીય જ નહી પણ જીવનના સમગ્ર દૃષ્ટિબિંદુઓથી ગુજરાતનું કેન્દ્ર–ગુજરાતની રાજધાની બની ગયુ છે મધ્યયુગના ગુજરાતી ઇતિહાસના ઘડવૈયા પેઠે આધુનિક ગુજરાત ને ભારતવર્ષના પતન પામેલા ઇતિહાસને ઉન્નતિને શિખરે પહોંચતો પણ આ જ સ્થાન જુએ છે.

---

* નવુ આબાદ થયેલું આ શહેર વસુધરાના મુખ પરના શ્યામ તલ જેવુ શોભી ઊઠયુ.

અમદાવાદની સાબરમતીનાં પાણી મેં તો વર્ષો સુધી પીધાં છે, અને આજે પણ એણે જ આશ્રય આપ્યો છે. એના ખડગધારેશ્વરના આરાથી ને એ રાજનગરની હદ વટાવી દે છે તે સપ્તર્ષિના આરા સુધી, તેથીયે આગળ શાહવાડીનાં બોથાં સુધીને કિનારેકિનારે એનાં પાણીમાં ખેલ કર્યાં છે. ગાંધીજી અમદાવાદમાં આવીને વસ્યા ત્યારથી તે એમણે દાંડીયાત્રા વખતે સાબરમતીની છેલ્લી વિદાય લીધી ત્યાં સુધીની તેમની અખંડ તપશ્ચર્યા જોઈ છે, રેલવેના પુલથી તે એલિસ પુલ સુધીની નદીની ભૂમિ એ વીસીમાં અનેક રંગો જોઈ ચૂકી છે. ભાષણો, સભાઓ, પ્રાર્થનાઓ, હોળીઓ, વક્તાઓ,—એ બધાનાં ઘોડાપૂરમાં સેંકડો વાર પાણીના મોજાની માફક હિલોળે ચડયા છીએ. નદીમાં નાહ્યા છીએ, પૂરમાં પડયા છીએ, અને કિનારે ઠંડામીઠા પવનની લહેર માણી છે ભદ્રની વ્યાયામશાળામાં વર્ષો સુધી તાલીમ લઇ સાબરમતીની ગોદમાં ખેલ્યા છીએ, ભૂલાભાઈના બંગલામાં નદીતટે જ મહાવિદ્યાલયની કેળવણી પામ્યા છીએ. બાપુના સત્યાગ્રહાશ્રમમાં સવારે બ્રાહ્મમુહૂર્તની પ્રાર્થનાઓ ને પ્રવચનો કૃષ્ણપક્ષ ને શુક્લપક્ષમાં સાબરમતીની છેક ધસ પર બેસી સાંભળ્યાં છે, એમને નદીનાં પાણીમાં ગેલ કરતા જોયાં છે સાયાહ્ન પ્રાર્થના વખતે પણ ઉત્તરમાંથી તંબૂરો લઇને ચાલી આવતી અને ખરેસાહેબના તંબૂરા સાથે તાર મિલાવતી મીરાંસમી મેવાડી સાબરમતીને વર્ષો સુધી જોયાં જ કરી છે. અર્ધચંદ્ર ને ઉપર એક તારિકા આકાશમાં વિહાર કરી રહ્યાં હોય તે વખતે આશ્રમની પ્રાર્થના પછી વિનોબાજી નદીની છેક ધાર પર બેસી ગીતા પર જે પ્રવ-

ચન કરતા તે સાભળી આ જ પ્રાચીન દધિચી આશ્રમ એમ થયા વગર રહ્યુ નથી ને પછી છેવટે ૧૯૩૦મા દાંડીની ૭૦૪ ને અદ્વિતીય દૃશ્ય જોઈ ધન્યતા અનુભવી છે

આજે હવે માત્ર રેલવેનો પુલ ને એલિસ પુલ એ બે જ નથી રહ્યા બીજો બે ગાધી-વલ્લભ પુલ પણ નદીના બન્ને કિનારાને સાધે છે નદીને ડાબે કિનારે જેમ અનેક મિલોના ભૂગળાં ઊભેલા દેખાય છે તેમ જમણે કિનારે વીજળીઘર પણ પોતાના અસ્તિત્વનુ ભાન કરાવ્યા વગર રહેતુ નથી અમદાવાદ વસ્યું તે પહેલાના ને છેક આજ સુધીની સસ્કૃતિના વિવિધ ભાતના ચિહ્નો સાબરમતીને કિનારે દેખાય છે આજે તો નદીના ઘોડાપૂરની માફક રાજનગર વધતુ જ જાય છે

રાત પડે છે ને પછી પુલ પરના વીજળીના વિવિધ રગી દીવા નદીમાની આરતી ઉતારે છે નદીને કિનારે આવેલા મદિરોમાથી ઘટનાદ ને નગારાના અવાજ પણ આવે છે, ને નદી પણ ધીમે ધીમે સ્વરે પછી અનતની આરતી જ ગાવા માડે છે ગગનની આકાશગગા કે પછી હસતી ચદા એ આરતીટાણે ધ્યાનમગ્ન બની જાય છે

મધરાતે પણ હુ નદીની રેતીમા ને એના પાણી પાસે કલાકો સુધી બેસી રહું છુ એ અવિરત વહ્યા કરે છે છતા એની આખો મીચાઈ જાય છે એનો કાળા નાગની ફણા જેવો કશકલાપ છૂટો થઈ જઈ નાનીનાની નાગણીઓ માફક વેરવિખેર પડ્યો હોય છે જ્યારે દોડાદોડ કરતું આખુ શહેર નિદ્રાદેવીને અધીન થઈ ગયું હોય છે ત્યારે અનેક દીવાઓના ઝગઝગાટમા નદીના એકાતમા દર્શન

કરવાનો આનંદ અવર્ણનીય છે. કોઈ મહાન પુરુષ મોટી ધમાલમાંથી મુક્ત થયા પછી જે માણસ સાથે નિરાંતે વાત કરવા બેસે એવો હું મારી જાતને સમજું છું. તે પોતાને કેવો ધન્ય થઈ ગયેલો સમજે! થોડું જ ઊંઘી નદી બ્રાહ્મમુહૂર્ત પહેલાં જાગીને ઊઠી જાય છે.

એ બ્રાહ્મમુહૂર્તે સત્યાગ્રહાશ્રમની પેલી જૂની પ્રાર્થનાભૂમિ પર બેસી પ્રાર્થના પૂરી કર્યા પછી પ્રભાતનો પ્રકાશ થતાં આમનેમ દોડી નાસતી ચાખડીઓ સંભળાતી કે દેખાતી નથી. નદીકાંઠે આજે તો મોટો આરો બંધાયો છે. એનું સ્વરૂપ જ બદલાઇ ગયું છે, ને એ રેતીના પ્રાર્થનાસ્થાન આગળ ઊભો કરેલો પથ્થરનો સ્મરણસ્તંભ ભૂતકાળની સ્મૃતિ યાદ કરાવતો કહે છેઃ

### ઉપાસનામંદિર

“યહ વહી પવિત્ર ઉપાસનાભૂમિ હૈ જહાં પર સત્યાગ્રહઆશ્રમકે ભાઈબહન સુબાશામ પ્રાર્થના કરતે થે. ઇસી સ્થાનમેં ગાંધીજીને અનેક ધર્મપ્રવચન કિયે થે, જિનકી પવિત્ર ધ્વનિ આજ ભી વાતાવરણમેં ગુંજતી સી પ્રતીત હોતી હૈ. ઔર યહ વહી સ્થાન હૈ જો ગાંધીજીકે કડે આત્મપરીક્ષણમેં સત્યાગ્રહાશ્રમ નામકે યોગ્ય ઠહરા થા.”

મન્વન્તરો સુધી જગતના હજારો યાત્રીઓનું આ યાત્રાસ્થાન બની રહેશે, એ રેતીના ને એ ધૂળના એકેએક અણુઅણુને શિર પર ચડાવી માનવજાતિ કૃતકૃત્યતા અનુભવશે. ગાંધીજીના આ હૃદયકુંજની પાળ પર બેઠાબેઠા ઉત્તરમાંથી ચાલી આવતી ને ચંદ્રભાગાને મળી દક્ષિણવાહિ-

ની થતી સાબરમતીનાં દર્શન કરતાં સહેજે પેલી સંસ્કૃત કડી યાદ આવી જાય છે:

" नमो नित्यं मात. सुमतिफलदे साभ्रमतिके । "

ચંદ્રભાગાના સંગમ આગળ એ અમદાવાદને ઘેરેઘેર પાણી પહોંચાડે છે તેમ સપ્તર્ષિનો આરો છોડયા પછી એ માતા આખા શહેરનું મેલું પણ પોતાનાં પાણીમાં ધોઇ નાખે છે. શાહવાડી ને સરખેજ આગળ જાતજાતનાં ફળ ને શાકભાજીને પાણી છાંટે છે. ને એમ રડુ આગળ ખારીને પોતાની સાથે લઈ એ વૌઠા આગળ આવી પહોચે છે ત્યાં પછી સાતે સખીઓ દેવદિવાળી ઊજવી સમુદ્ર તરફ જાય છે. સાબરમતી જેમ જેમ સમુદ્ર તરફ જતી જાય છે, તેમ તેમ વધુ ને વધુ નમ્ર બની જાય છે, કોતરો ને વાંધાં નમી પડે છે ખડાત આગળના બસો ફૂટ ઊંચાં કોતરો હવે માત્ર નાના વહેળાને સાબરમતીને મળવા આવવાનો નાનકડો માર્ગ બનવાનું વ્રત લઈ બેસે છે અલંગની નહેર વાટે ખેડા જિલ્લાને ને ખંભાતને પાણી પહોચાડયા પછી સાબરમતી સાગરને મળવા ઉત્કંઠિત થઈ ગઇ લાગે છે, ને વડગામ આગળ એ સમુદ્ર સામે આવી એના કંઠમાં પોતાના હાથ વીંટી દે છે

મહી ને સાબરમતીના સંગમ પાસે પાસે જ છે એ બેની વચ્ચે ખંભાત બેઠું છે. ખંભાતનો અખાત એ સાબરમતીનું મુખ જ છે ભોગાવો, ભાદર, મહી, ઢાઢર ને નર્મદાનાં નિવાસસ્થાન સાગરરાજના અંતઃપુરમાં બહુ પાસે

પાસે છે, ને પછી એ બધી ગુજરાતી સખીઓ કલ્લોલ કરતી જીવન વિતાવે છે.

ચોમાસાના દિવસો હતા. ખંભાતથી વડગામ પહોંચી સંગમસ્થાને જઈ હું નદી ને સાગરનો સંગમ જોયા જ કરતો હતો. વરસાદ પડતો નહોતો. નદી ધસમસતી ધસમસતી ચાલી આવતી હતી. આકાશમાં કાળાંડુમ વાદળાં ગડગડાટ કરતાં ચાલી જતાં હતાં. એટલી વારમાં મારા મગજમાં એક કલ્પના ચમકી ઊઠી. દર વર્ષે ચોમાસામાં નદીઓ પિયર જાય છે. અને આવી તે માર્ગે તો કદી કોઇ નદીથી પાછું જવાય જ નહીં, અને જવાય તોયે કંઈ કેટલું યે ચાલવું પડે એટલે રત્નાકર દરેક નદીને એકએક વિમાન આપે છે. અને એમાં પોતાનો સરસામાન ભરી નદીઓ પિયર તરફ જાય છે. ને વિમાનો તે જ વાદળાં. ને પછી જ્યારે એ પિયર પહોંચી જાય છે ત્યારે પિતાનું હૈયું ખુશીખુશી થઇ જાય છે, માતાની આંખમાંથી હર્ષનાં આંસુ ટપકે છે, ભાઈઓ પ્રફુલ્લિત થઇ જાય છે, અને આખું પિતાનું ફળિયું લીલુંછમ થઈ જાય છે. નદી પાછી વળે છે ત્યારે પર્વતરાજ પોતાની પાસેથી નવો ને નવો સાસરવાસો એને આપ્યે જ રાખે છે. ને એમ કહેવાય છે કે આમ દીકરીઓને સાસરવાસો આપતે આપતે પર્વતો પાંચ લાખ વરસમાં તો સાવ ગરીબ થઈ જશે—પર્વતો પર્વતો નહીં રહે, સમુદ્રો પર્વત થઇ જશે. આવા બધા વિચારો મનમાં ઘોળાતા હતા તેવામાં આકાશ નિરભ્ર થઈ ગયું ને પછી મારા મનમાંથી પણ વિચારોના ગોટા દૂર કરી હું ઊઠયો. ઘૂઘવતા

સાગરને ને એનાજ તાનમાં લય પામતી ને ગાતી બે કાંઠે ધસતી ને ખરો માઇલથી ચાલી આવતી નદીને મેં પ્રણામ કર્યા ને વિદાય લીધી.

વર્ષોથી જેનું સ્તન્યપાન કરી રહ્યો છું એ સાબરમતી-માતાના ખોળામાં બેસીને જ આ રેખાચિત્ર દોરી રહ્યો છું. યુગો ગયા ને યુગો વહી જશે, કલિયુગની નવસે નવ્વાણું નદીઓ સુકાશે ત્યારે પણ ગુજરાતને જીવન-આદર્શ અર્પતી માતા સાબરમતી સાપના લિસોટા જેટલીયે વહ્યા કરશે

नमो नित्यं मातः सुमतिफलदे साभ्रमतिके॥

: ૬ :

# ગજગામિની હાથમતી

સોનાસણ થઈ અમે આમનગર ગયા ત્યારે હાથમતી નદીના પહેલવહેલા દર્શન થયાં એકલાં દર્શન જ કેમ થયાં ? નદીને કિનારે કિલ્લો છે ત્યા નાહ્યા પણ ખરા. પ્રયાગ આગળ ગંગાજમનાના સંગમે નાહવાની ઓર મજા, ને તે સંગમ અગાઉ ગંગામાં અલગ ને જમુનામાં અલગ નાહવાની ઓર મજા પણ જ્યારે જ્યારે એમાંની એક જ નદીમાં સંગમ પહેલા નાહવા મળ્યું છે, ત્યારે કોણ જાણે શાથી પણ કંઈક અદ્ભુત રસ ચાખ્યો છે સંગપુર આગળ સાબર હાથમતીના હાથીઓને પોતાની અંદર સમાવી દે છે એ પહેલાં એ સાબર જ કહેવાય છે તેમા નાહવાનો જે આનંદ આવેલો તેવો જ પોતામાં સાબરના કાળિયારને સમાવી દેતા પહેલાં એકલા હાથીઓ જ ડોલાવતી, કે પોતાના મૃદુ હાથવડે અમને નવડાવતી હાથમતીમાં નાહતા નાહતા જે શીતલતા ને તાજગી અનુભવતો હતો તે અદ્ભુત હતી નદીકિનારે આવેલો નવો રાજમહેલ ને જૂનો કિલ્લો પોતાને કહેવાની વાતો કહે કે ન કહે, પરંતુ નદીએ તો જૂની ને નવી બધી જ વાતો કહેવાનું વચન આપેલું જ પણ અમારી પાછળ તો છૂપી પોલીસ ફરી રહી હતી, એટલે એ બધા માટે અમે રાત નક્કી કરી

સાબરની પેઠે એ પણ મેવાડની હદના અરવલ્લીની પહાડીઓનુ પાણી ગુજરાતમા લઈ આવે છે ઇડર રાજ્યની ભૂમિ પણ પહાડી જ છે સૌથી પહેલી તો એ ગુજરાતની સરહદે પાલમા આવે છે પાલ, પોળો, પોશીના, કાલી કાકર વગેરે ભાગ એ જ કાળે મેવાડ જવાના ધોરી માર્ગો હતા, અને વણજારાદ્વારા વેપાર આ જ માર્ગે ચાલતો હતો એ જ માર્ગે હાથમતી ગુજરાતમા આવે છે હાથમતીનુ સસ્કૃત રૂપ હસ્તમતી નહી પણ હસ્તિમતી છે એને કિનારે જગલોમા એક કાળે ઘણા હાથી હશે, એટલે આ નામ પડ્યુ હશે ને પછી પ્રાકૃત લોકો તો બોલવાનુ સહેલુ પડે એમ જીભ વાળે, એટલે હસ્તિમતીનુ હાથીમતી થવાને બદલે હાથમતી થયુ હશે !

ઊચી ને પાતળી સાબર અને જરાક નીચી દડીની હાથમતીને જ્યા એકસાથે ઊભા રહેલા ને વાતો કરતા જોયા, ત્યા મને એક કલ્પના સ્ફૂરી આવી હતી કે, એનુ ખરુ નામ 'હાથનમતી' કેમ નહીં હોય? સાબરથી એ બાધી દડીની ને એકાદ હાથ બટકી તો ખરી જ! એક કાળે એને કિનારે હાથીઓ રહેતા હતા ને રાત્રે અમે મો વડે ઉડાડી રહ્યા હતા એમ સૂઢ—હાથ વડે એના પાણી ફુરરર ફુરરર ઉડાડતા હતા પણ આજે તો એના મૂળથી તે છેક અમનગર સુધી એને કિનારે મોટે ભાગે એ હાથીઓના રગના ભીલ લોકોની જ વસ્તી બહુ છે અને ભિલોડા ગામ પણ એ વાતમા ટાપસી પૂરે છે પણ એ ભીલ વસ્તીમા ધર્મભાવના જાગ્રત કરવાની મિશનરી ભાવનાથી જૈનમુનિઓ પહોચેલા એનુ, પ્રતીક તો ભિલોડાનુ ચદ્રપ્રભનુ મદિર છે ભિલોડા છોડ્યુ એટલે

અમનગર આવે છે. આજે તો એને હિંમતનગર કહે છે; પણ અહમદશાહને આ જ સ્થાન ગમી ગયું હતું એટલે પોતાના નામ પરથી અહમદનગર—અમનગર નામ આપી એ વસાવ્યું. અમે આખું ગામ ફર્યા, જૂના ભગ્નાવશેષ જોયા, પથ્થરનાં થોડાં વાસણોયે ખરીદ્યાં ને પછી પાછા શાહજાદા નસરુલ્લાએ બંધાવેલી મસીદની પૂર્વ બાજુએ આવેલા કુંડ જોઈ નવલખી પાસે જ આવેલી હાથમતી નદીની નહેર જોવા ગયા. એ નહેરને સંગપુરથી પ્રાંતીજની ઓખ સુધી લઇ જવામાં આવી છે. એ નહેર ને ઓખ જોયા પછી મને થયું હતું કે કદાચ આ નદીએ આમ પોતાના બે હાથ લંબાવ્યા તેથી તો આ હાથમતી એવું નામ નહીં પડ્યું હોય? કલ્પના છે. પણ શું એ વિચારવા જેવી નથી? પછી નદીને વચન આપ્યા પ્રમાણે અમે સારી પેઠે નાસ્તો લઇ એની ગોદમાં જ જઈને બેઠા. ચાંદની રાત હતી. અમે આનંદ કરતા જમતા હતા. નદી પણ આનંદમસ્ત હતી. આ સ્થળે એણે ગુજરાતની સુલતાનીનો સુકાળ જોયો તેમ ઇડરના રંગો પણ નિહાળ્યા. રાતે સૂના પણ હાથમતીને કિનારે જ; અને સવારે અમનગર છોડ્યું ત્યારે સંગપુર આવવાનું વચન એણે અમારી પાસે લઇ લીધું. અમે તો ગાડીમાં બેઠા ને એ તો સાબરને મળવા આગળ જ વહી. સાથે જ એની ચાલ ગજગામિની હતી. પશ્ચિમવાહિની હાથમતીને મેં પ્રણામ કરી વિદાય લીધી.

હાથમતીએ ગુજરાતને ઉમાશંકરદ્વારા પોતાની ઊર્મિઓ ગાઈ સંભળાવી છે, એ વાત તો મેં છેક હજુ હમણાં જ જાણી.

★

: ૭ :

# કોટચર્ક

"साभ्रमतिगंगायाः पश्चिमभागेऽस्ति कोटिसूर्यारुय. ।
स तु कृतयुगतोऽद्यापि लोकसुखार्थ विराजते कृष्ण ॥ "

પ્રિય ભાઈ ચીનુ,

આ વર્ણન કોટચર્કના મંદિરની છાંયે બેસીને ખરે બપોરે લખી રહ્યો છું. સામે મેં આજ સુધીમાં જોયેલાં સુંદરમાં સુંદર દૃશ્યોમાંનું એક પથરાયેલું છે. એ જોઈ આંખ, મન ને હૃદય એટલાં બધા ધરાઈ ગયાં છે કે શું લખવું તેની સમજ જ પડતી નથી. ડાબે હાથે દૂર નજર ફેંકું છું, તો ત્યાં સાબરમતી અને હાથમતીનો શરદુત્સવ જામ્યો છે. આજે શરદ્પૂર્ણિમા છે. એક બાજુથી ધર્મારણ્ય ચાલ્યું આવે છે ને બીજી બાજુએ આખેટક વન ધસી રહ્યું છે.

મેવાડની એક દીકરી મધુરાં પદ ગાતી ગાતી જમણી તરફથી આવે છે ને હાથમતી ડાબી બાજુએથી ફેરફૂંદડી ફરતી, નાચતી કૂદતી મોટી બહેનને મળવા આવી રહી છે અને સગપુર ને બનૈયા આગળ એ દ્વૈત અદ્વૈત થાય છે.

પછી સાબર સાબર રહેતી નથી, હાથમતી હાથમતી

રહેતી નથી, પરંતુ સાબરમતી બને છે. અને ત્યાંથી ખૂબ જ ઉમળકામાં આવી જઈ એ પશ્ચિમ તરફ દોડે છે, અને ખડાનને આરે થઈ હું બેઠો છું એ ઊંચી ડુંગરીને ઘસાઈ—કોટયર્ક-છના ચરણ પખાળી એકાદબે માઈલ એમ શશિલેખાની પેઠે જ વહી પાછી સામે કિનારે જાય છે અને વાઘપુર આગળ થઈ આગળ ચાલી જાય છે. ઉમાશંકરના શબ્દોમાં અમદાવાદ તરફ વહેતી નિર્મળ નીરની તન્વંગીને કહું છું:

> "મળીશું રાજનગરને તીર,
> સંતની જ્યાં જગજ્યોત કુટીર."

સાબરમતીનું એક નામ ચંદના છે, ને બીજું શ્વભ્રવતી હોવું જોઈએ એવી કલ્પના છે. અમદાવાદ આગળ આમાનું એકેય નામ ન સૂઝે. પીળી ગોરા ચંદન જેવી માટીની નાની નાની ડુંગરીઓ ને એ ડુંગરીઓની ઠઠ જામી બનેલાં ઊંડાં ને ખૂબ જ વિસ્તરેલાં વાંઘાં જોઈ આ નદી તે અમદાવાદ આગળની સાબરમતી કે બીજી એ વિષે મારા મનમાંય સહેજે શંકા ઊભી થયા વગર નથી રહેતી. સામે લીલીછમ વનસ્પતિઓથી નદીનું ભાઠું ને કિનારો ભરેલો છે.

હું ગઈ કાલે રાતે વિજાપુર ઊતર્યો ત્યાંથી ગોપાલપુરા ને સોજાપુર થઈને નવા મંગપુર આવ્યો, અને ત્યાંથી પછી કોટયર્ક આવવા નીકળ્યો રસ્તામાં મોટા વાંઘામાં થઈને પસાર થવાનું હતું તેમાં થોડું ચાલ્યા એટલે પથ્થરમાંથી ફૂટતા એક ઝરણાએ અમને સાથ આપ્યો. પગથી ચાલતો હોય એવડું જ એ અમારી સાથે સાબરમતીને મળવા જ આવતું હતું. વાંઘું વટાવી નદીમાં પેસતાં જ ઝરણું તો

નદીમાં કૂદી પડયું, પરંતુ હું નદીમાં જઈ ચોગરદમ જોવા લાગ્યો ત્યારે હું કંઈક જુદા જ લોકમાં આવીને ઊભો રહ્યો હોઉં એમ લાગ્યું. સાબરમતીને જો કોઇ સ્ત્રી કલ્પીએ તો આ સ્થાનને તેનું હૃદય ગણવું જોઈએ. મેં એને છેક સાગર-સંગમ સુધી વિવિધ સ્થાનોએ જોઈ છે, પરંતુ આ એનું સ્વરૂપ અવર્ણનીય છે, અદ્વિતીય છે. ત્યાંથી મે કોટયર્ક તરફ નજર માંડી તો એક ઊંચી-ઘણી ઊંચી ધસ ઉપર પ્રભાતના કોમળ તાપમાં સૂર્યદેવને અર્ધ્ય આપતુ સ્થાન દેખાયું. ઇતિહાસ ગમે તે હો પણ નદીમાં ઊભે ઊભે એ સ્થાન જોતાં મને થયું કે જરૂર કોઇ સૂર્યોપાસકે પોતાના જીવનકમળને ભગવાન સહસ્રરશ્મિથી સંપૂર્ણ ખીલવવા માટે એ સ્થાને સૂર્ય સામે ધરી દીધું હશે એ સ્થાન પહેલાં બૌદ્ધ હતું કે સૂર્યોપાસકોનું એ ઝગડામાં ઊતરવાનું મને ગમતું નથી. પણ મારું મન બીજી તરફ વધુ ઢળે છે વળી સામે ખડાતના બાઠામાં પડેલા અવશેષોમાં આજે પણ સૂર્યકુંડ છે

એ સૂર્યકુંડનાં દર્શન કરી હુ સામે કિનારે ચાલવા લાગ્યો. આ કિનારો બહુ જ સખ્ત છે. ત્યાં કાંકરા, કિનારાના ટુકડા, રેતી, છીપલાં શંખલાં, લીધાં ને પછી હું જૂના સંગપુર તરફ ચાલ્યો. પણ એ બધો વખત હું નદીના સૌંદર્યનું પાન કરી રહ્યો હતો.

"यस्यामनवरतमपि तटस्फुरा साभ्रमती
तरगरंगमृदंगध्वनितेन लक्ष्मी. ।"

એ એનું વર્ણન અહીં પ્રત્યક્ષ જોવાનો પ્રયત્ન કરતો હતો.

એકબીજા સાથે ગૂંથાયેલાં બોરડી, કંથારી, આકડા, ધંતૂરા, કાસુંદ્રા ને આવળનાં ઝાંખરાંમાં લાલચટક–સિંદૂરિયા રંગનાં ફૂલોવાળો કેરડો ખૂબ જ સુંદર લાગતો હતો. એ વટાવી બંનેયના પાસે આવતાં તો ગુજરાતનાં કંઈ કંઈ વખાણ સાંભળીને અત્યાર સુધી ડુંગરી પ્રદેશમાં ચાલી આવતી અને હવે આદર્શ ગુજરાતણ બનવા ઇચ્છતી બે મેવાડી બહેનો નક્કી કર્યા પ્રમાણે જુદીજુદી દિશામાંથી આવી અહીં એકમેકમા લય પામી જતી હતી.

"સાબરમતી માહી ભળે છે હસ્તમતી મહાવેગથી,
મહાયુદ્ધમાં દોડી જતો જેવો જ ભારત મહારથી;
બન્ને મળી સખીઓ વહે ના રૂપ જુદું કંઇ લહે,
નાનો ભળે મોટા વિષે તો નામ મોટાનું રહે."

એ મિલન જોતાં જોતાં હું તો ધરાયો નહી. એ બે બહેનોની પ્રેમગોષ્ઠીઓ સાંભળી સાંભળીને મને ઘર યાદ આવવા લાગ્યું. એ બેનો ઉમળકો માતો નહોતો. હાથમતીનાં હાથીની સૂંઢ જેવાં ને એમની જ પેઠે હવામાં વીંઝાતાં, ઘુમેડાતાં ઊંડાં પાણી સાબરમતીનાં ધીરગંભીર જળમાં લય પામતાં હતાં. જાણે જમના ગંગાને મળતી હતી.

"धर्मावती नदी यत्र संगता सह गंगया।"

ત્યાથી પછી જૂના સંગપુર થઇ થોડું કિનારે આવ્યો. એ બધાનું વર્ણન તો આ પત્રને ઘણો મોટો બનાવી દે. ધારાળા ને રજપૂતો સામે ઝૂઝી ધારાતીર્થે દેહ પાડનાર રાજબાઇના પાળિયાને જોઇ હું એ આખા ઇતિહાસની નદીને મનશ્ચક્ષુઓ વડે જોતો ઊભો જ રહ્યો.

શ્રી નંદનપુર ચતુર્મુજ સ્વદાયત જ્ઞાતિય બાદ્ રાજવાદ્ પરમાર વિજલદેવેન યુદ્ધે હતા। એની એ પ્રતિમાની નીચે પ્રશસ્તિ વાંચી એ રણચંડી વાણિયણને મેં સાચે જ સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા અને સાથે સાથે ૧૮૫૭માં સરકાર સામે બંડ કરી ફાંસીએ ચડનાર બિજાપુરનો મગનલાલ વાણિયો યાદ આવ્યા વગર રહે કે? અને પછી તો હિંદને મુક્ત કરનાર પેલા અમર વાણિયાની પણ યાદ સાબરમતીએ કરાવી.

કોટચર્કના ટેકરા આગળ આવ્યો તે વખતે સૂર્ય માથા પર આવી ગયો હતો. ફરી પણ એ ઘસાતા ડુંગરને હું જોઈ જ રહ્યો નદી વહેલીમોડી એને ખેંચી જશે એવી દહેશત લાગી. પછી હું નદીમાં નાહવા પડયો. ત્યાં બેઠેબેઠે મને એક તુક્કો આવ્યો કે કોટચર્ક, નામ આ પાણીમાં રમતા કરોડો સૂર્યને જોઈને તો કોઇ કવિએ નહીં આપ્યું હોય! આ તો હું નદીની પથારીમાં બેઠેબેઠે જોઈ રહ્યો હતો. સામે આકડાનાં અસંખ્ય ઝાડવાં જોઈ થયું: આ અસંખ્ય અર્કને જોઇને તો ઉપર રહેતા કોઇ સાધકને કોટચર્ક નામ આપવાનું સૂઝી નહી આવ્યું હોય? કારણકે આકડો અર્ક છે ને ધોળો આકડો અલર્ક છે.

સામે નદીકિનારે બેચાર ભેંસો ને બેચાર ગાયો પાણી પી રહી છે. પાછળ લાલ લૂગડાં પહેરેલી નવા ખડાતની બેત્રણ ધારાળા બહેનો વાવડી પાસે ઊભી રહી છે. એ સિવાય એવડી મોટી નદીમાં બીજું કોઈ જ નથી. મારી પેઠે મારી સામે જ નદીના પાણીમાં એક બેચાર ફૂટના બેટમાં બે સુંદર પક્ષીઓ લીલી ધરોમાં બેસી કોટચર્ક પ્રભુનું ધ્યાન ધરી રહ્યાં હોય એમ લાગે છે. આ સ્થાને મારું હૃદય જ

પોકારી ઊઠે છે કે જરૂર આ તપોભૂમિ, દેવભૂમિ છે; સાધકનું સાધનાસ્થાન છે, કવિનું પ્રેરણાસ્થાન છે, વીરની પરાક્રમભૂમિ છે, વિદ્યાર્થી માટે અભ્યાસસ્થાન છે, દૂરદૂરથી આવતી વણઝારોનું આ કુદરતી બજાર છે; અરે એ બધું તો ઠીક, પણ આ તો માતા સાબરમતીનું હૃદય છે, હેત-ભર્યું હૈયું છે.

પછી હું ઉપર ચડું છું ને એક પિરામિડના આકારના મંદિર પાસે આવી ઊભો રહું છું. બૌદ્ધ, હિંદુ ને પાછળના અદ્યતન કાળના સંસ્કાર એ મંદિર ઉપર થયેલા દેખાય છે. એનો ગભારો ઓછામાં ઓછો ૧૫૦૦ વર્ષ પહેલાંનો હોવો જોઇએ. ત્યાર પછી અંદર ને બહાર બધે જોયું. કોટ્યર્કની વિષ્ણુની મૂર્તિ ગુપ્તકાળમાં જ્યારે પરમ ભાગવત ધર્મી રાજાઓ હતા તે વખતની છે, પરંતુ તે તો પાસેના નવા કોટ્યર્ક—એટલે મહુડી ગામમાં પધરાવી છે. અહીં હમણાં પ્રતિષ્ઠિત કરેલી વિષ્ણુની મૂર્તિ છે. તેને મેં અત્યંત

પાછળ નવું ખડાત છે. ત્યાંથી માંડીને તે છેક ઘસાતા ને સંગપુર ને તેથી આગળ સુધી ઘણાં પ્રાચીન સમયના અવશેષો હાથ લાગ્યા છે. ટૂંકમાં અમદાવાદ, પાટણ, પંચાસર, વળા અને ભિન્નમાલ પહેલાં આ જ સ્થાને વસેલું સ્કંદપુર ને મહીકાવતી ‘ ગુજરાતનું કેન્દ્રસ્થાન હતું જીવતાજાગતા ગુજરાત–આનર્તને આ સ્થાને આ ભવ્ય ને સુંદર તપસ્વિની સાબરમતીએ પોતાનાં પાણીથી પોષ્યું હતું. આખી નાગર-સંસ્કૃતિ અહીં પોષાઇ. ઇતિહાસ તો તેથીયે આગળ ખેંચી જાય છે. આ નદીનાં ભાઠાંમાંથી ‘ પથ્થરયુગનાં સાધનો ને ઓજારો હાથ આવ્યાં છે, તે પરથી ઉત્તર ગુજરાતનો આ સાબરકાંઠો ઘણી પ્રાચીન સંસ્કૃતિનું પારણું હતું, એમ માની શકાય છે. એટલે ગુજરાતની અસ્મિતાનાં તો નહીં પણ અસ્તિતાના પૂજકે આ સ્થાન જોવું જ જોઈએ. આ સ્થાન જોયા વગર ગુજરાતનું દર્શન અધૂરૂ જ છે જેવું એ સાબરમતીનું હૈયું છે, તેવું જ ગુજરાતની વર્તમાન સંસ્કૃતિનું આદ્યસ્થાન તે જ છે.

આમ લખતાં લખતાં તો ભગવાન ભાસ્કર પશ્ચિમમાં ઊતર્યા. નદીએ આછી સાડી પહેરી લીધી મેં નદીની ઘસ પર બેસી પ્રાર્થના કરી. જ્યાંથી વાચા, મન બધું પાછું વળી જઇ એકમાત્ર શ્રદ્ધા જ જઈ શકે છે એ અનંત પ્રભુને મેં હૃદયથી પ્રણામ કર્યા....મને થયું, આજ સુધી બધાંએ કલ્પ્યો છે એવો પ્રભુ હો, કે ન હો તેની મને નિસ્બત નથી, પણ આ અદ્દ્ભુત ચલચ્ચિત્ર ચલાવનાર જે કોઇ ચિતારો હોય એને હું પ્રણામ કરું છું. ને હાથની અંજલિ જોડાતાં જ એકદમ ચંદ્રમાનો ગોળો ઉપર આવ્યો. આજે તો શરદ્-

પૂર્ણિમા હતી બધી જ પૂર્ણિમાઓ આહ્‌લાદક, પણ આ તે શરદની પૂર્ણિમા વર્ષાની બન્ને પૂર્ણિમાઓમાં ચંદ્ર દેખાતો ન હોય, પણ તે આજે ગગનમંડળમા પૂર્ણ ખીલે. પણ આકાશ તદ્દન નિરભ્ર હોવાને બદલે આજે તો થોડા કાબ-ચીતર વાદળા હતા તેમા જરા ચક્કરચક્કર મારી ચંદ્ર મુક્ત થયે હુ બોલી ઊઠયો:

> "गता मेघा वियच्चैव निर्मलं निर्मला दिशः।
> शारदानि च पुष्पानि गृहाण मम केशव॥"

મને તો નદી પાસેથી ખસવું ગમતું જ નથી. નમ્યો પણ ત્યા જ આ ચાંદનીમા સફેદ થપ્પો લગાડેલી વાદળી સાડી પહેરીને નદી ગરબીઓ ગાતી હતી. પણ તે આટલે ઊંચેથી સંભળાય શી રીતે? માણસ નાની લખોટી જેવડા દેખાય, એટલી ઊંચાઇએ હું હતો ફરી પાછી ચોગરદમ નજર દોડાવ્યા કરી. મન એ બધું સૌંદર્યપાન કરીને ધરાતુ જ નથી

આપણે નદીઓ વિષેની ગુજરાતી કવિતાઓ વાંચતા હતા, તેમા અહીં પાછળ મહુડીમા જ ઘંટાકર્ણ વીરની સ્થાપના કરાવનાર બુદ્ધિસાગરજીના સાબરમતી–ગુણ–શિક્ષણ-કાવ્યની નીચેની પંક્તિઓ વાચજો એટલે આ દૃશ્યની તમને કલ્પના આવશે :

> "રાત્રી સમે સાબરમતી પર ચંદ્રતારા ઝગમગે,
> સાબરમતી યશપુંજના બનીને અહો તે તગમગે,
> સાબરમતી પર ચંદ્રની શુભ ચાંદની ખીલી રહી,
> આકાશ શોભા બહુ બની તે જાય ના કોથી કહી."

જમણે હાથે નદીનું વહેણ બહુ જ સ્પષ્ટ દેખાય છે અને ગર્તાતીર્થ સુધી નજર પહોંચી સામેના કિનારાને ને નદીને દિશામાં છુપાઇ જતી જોઈ પાછી વળે છે. નાગરખંડમાં આપણે ગર્તાતીર્થ વિષે વાચ્યું હતું તે આ :

एतत् प्रान्तिपुर नाम यया साभ्रमती नदी।
गर्तातीर्थमिदं पुण्यमेतस्या परिकीर्तितम् ॥

પછી ચાંદની રાતે અમે મંદિર પાસેના મકાનની અગાશીએ ચડયા. અહીંના મહારાજ બ્રાહ્મણ છે ને બહુ માયાળુ છે. તેમનો સાથ હતો. અહીંથી તો વળી ઓર મજા આવતી હતી. એક બાજુ દૂરદૂર હિંમતનગરનો દીવો ચમકી જતો, તો બીજી બાજુ પેલું વાઘપુર પાછળ પ્રાંતીજ એમ પ્રતીત થતું. પાછળ વાંઘાનાં જૂથમાં એક ટેકરી પર ઊભેલા સાંકળેશ્વર મહાદેવનું મંદિર અહીંથી કંઈક જુદી જ અસર ઉપજાવતું હતું. નદીની ધસ પર બેઠેલા ખડાતથી તે છેક ઘસાતા સુધી આંખ ફેરવી વળ્યો, અને મોંમાંથી સહેજે વચનો નીકળી પડયા :

नमः पुरस्तादथ पृष्ठतस्ते।

મારે હવે આ રાતે જ પાછું વળવું છે એટલે ફરી પાછુ કોટયર્ક પ્રભુને નમન કરી એ સ્થાન છોડું છું. નીકળવાનું મન થતું નથી. અનેક દિવસો ને રાત અહીં ગાળી નાખવાનું મન થાય છે. પણ ફરી આવીશ જ એમ કહી નદીમાની હુ વિદાય લઉં છું. મારી સાથે ખડાતનો વળાવો છે. કોટયર્ક પ્રભુની સૈકાઓથી ફરકતી ધજા તો નદીનાં રાતદિવસ અસ્ખલિત વહેતાં પાણીની પેઠે રાતદિવસ

અસ્ખલિત ફરકી રહી છે. હું ડુંગરી ઊતરી તો રહ્યો છું; પણ મારા મનની સ્થિતિ કેવી છે? પેલી ધજા જેવી

"चीनांशुकमिव केतोः प्रतिवातं नीयमानस्य ।

વાધાં પાછળ અદૃશ્ય થતા પહેલાં મેં ફરી એક વાર પૂંઠ ફેરવી એ સ્થાન તરફ મીટ માંડી લીધી. ગત ભવની પેઠે એ બધું એક મોટા વાંઘા પાછળ ઢંકાઈ ગયું.

આકાશમાં મારી સાથે ચાંદો ચાલવા લાગ્યો ને મારી સાથેનો વળાવો એ એકાંત ને નિર્જન રાત્રીનો સથવારો બન્યો. રાતે સંયમી ઋષિઓ પેઠે ધ્યાનસ્થ બનેલી અનેક ટેકરીઓમાં કોટચર્ક સર્વશ્રેષ્ઠ ઋષિ જેવા દેખાતા હતા. વાતો કરતા કરતા અનેક વાંધાં માત્ર એક નાની પગથીથી જ વટાવતા પિલવાઈને સ્ટેશને ગાડી પકડવા અમે લેસલેર ચાલવા લાગ્યા. સાબરકાંઠાની આ માનવસરિતાના વહેણ પર પણ લખવા જેવું ઘણું છે પણ તે તો હવે પછી કોઈક વાર.

કલોલનું સ્ટેશન આવી ગયું છે અને અધૂરો મૂકેલો પત્ર અહીં પૂરો કરી ટપાલપેટીમાં સરકાવી દઉં છું.

: ૮ :

# મીઠડી ખારી

ખારું લવણ જો મીઠું કહેવાતું હોય તો પછી મીઠડી મધુરી નદીને ખારી કહેવામાં નામો પાડનારી સનાતન ફોઈબાને જરૂર કશું અજુગતું નહીં જ લાગ્યું હોય....રણમાં કે ખારાપાટમા વિલીન થનાર કે ઘસાઇને જનાર નદીઓ એટલા પ્રદેશમાં ખારી થાય છે પરંતુ મહીકાંઠાની આ ખારી નદી તો અખંડ મીઠી જ છે. પણ ના, ના, નદીઓ માત્ર મીઠી લાગવા છતાં ખારી છે. જગતની અસંખ્ય નદીઓ પોતે મીઠી રહીને પણ ગુપ્ત રીતે જે નિમક પોતાની સાથે વહી રહી છે તેણે સમુદ્રમાં નંખાઇ નંખાઈને જ મૂળે મીઠા મહેરામણને ખારો બનાવ્યો છે અને મહા-સાગર તો સ-લૂણીઓને જ પસંદ કરેને! એટલે એ નદીનું ખારી નામ પાડતાં એને જરાયે ખોટું લાગ્યું નથી.

નદી બીજું કશું નહીં ને મીઠું જ પોતાની સાથે કેમ લઈ જતી હશે? જુદાજુદા પ્રદેશમાં કાકડી, ચીભડાં, જામફળ, મૂળા પોતાને કિનારે ઊગ્યાં હોય તેની જાફત ઉડાવતી વખતે તેમાં છાંટવા? અને લોકો પણ મોળા ન પડી જાય

તે માટે જરાય ખારું લગાડ્યા વગર લવણ દેવા....અથવા તો પોતાનું જ લાલિત્ય સાચવવા ?

આ નદી સ્વભાવે જ બહુ મીઠી છે. એ શરૂઆતથી જ મેશ્વાને સમાંતરે વહે છે મેશ્વો તો મેવાડમાંથી આવો છે. પણ ખારી તો ગુજરાતમાં જ, પ્રાંતીજ તાલુકાની પેલી મેર ઉત્પન્ન થઈ છે. મેશ્વો એને પોતાની સાથે આવી જવા સંદેશો મોકલે છે એને પોતાને એકલું એકલું ચાલવું નથી ગમતું. ધામતવાન ગામ આગળ તો એ પૂર્વમાં વળી જાય છે, ને મેશ્વોને પણ ખાતરી થઈ જાય છે કે ખારી જરૂર આવી ગઈ ખરી, પરંતુ ત્યાં જ એક મોટો ધોરો બાંધી ભૂમિમાતાએ એને રોકી દીધી છે, અને એને તોફાને ન ચડવા દેતાં પોતાના સાચા કાર્યક્ષેત્ર તરફ સીધી દોરી છે.

ખારીને સંગપુર આગળથી સાબરમતી ને હાથમતી બોખદ્વારા કહેવડાવે છે કે તારે તો હજુ જનસેવા કરવાની બાકી છે, તે કરતે કરતે આગળ પર રહુ ગામે તું અમને આવી મળજે. એટલે પછી એ નાની નદી શાંત પડી જાય છે. એ નાની, બહુ બહુ તો વીસ ફૂટ પહોળી છે, છતાં પોતાનું પાણી હાથ લાંબો કરીનેયે પાય છે. અમદાવાદનું કાંકરિયા ખારીનાં મીઠાં પાણી જ પીએ છે.

તે પહેલાં એને પ્રાંતિજ તાલુકામાં જ ખારવા ને ખુજવા આવીને મળી ગઈ હોય છે. પ્રાંતિજ તાલુકો, મહીકાંઠાનો મધ્ય ભાગ, અને દશક્રોઈને આ ખારી લીલો કરી દે છે. એને કિનારે કંઈ ગોટાં મોટાં શહેરો નથી વસ્યાં, પણ જે વસ્યાં છે તેમની પોતાની શક્તિ પ્રમાણે સેવા

ફરવાનું એ ચૂકતી નથી. નેતાઓનાં ભાષણો સાંભળ્યા વગર જ એ ગ્રામસેવા કર્યા કરે છે. એ એનું વ્રત છે.

એને પણ વૌઠાનો મેળો જોવા તો જવું જ છે, પરંતુ સાબરમતીને મળ્યા પછી. એટલે એ સીધી જ ચાલી આવે છે. સાબર ને હાથમતી સંગપુર આગળ એક થઈ ગઈ હોય છે, તેમને એકસો પાંચ માઈલ ચાલી રહુ આગળ જ્યારે ખારી આવીને મળે છે ત્યારે વૌઠાની એ ત્રિવેણી બને છે. વાત્રકની મંડળીને નદી–ચતુષ્ટય કહીશું. મને બરાબર ખબર છે કે, વૌઠાના મેળામાં સૌથી વધુ મીઠા ગરબા તો આ ખારી જ ગાતી હતી. એના પગ બહુ સુરેખ પડતા હતા, હાથની તાળી બહુ લહેકાદાર હતી, કંકણ એણે જરાક ઊંચે ચડાવ્યાં હતાં ને એ આનંદે ડોલતી હતી. ત્યારે મને થતું, "કેવી મીઠડી ખારી છે!"

: ૯ :

# તોફાની મેશ્વો

"ઝિરિ ઊઠિયાંછે ઊર્ધ્વે તોમાર ઇંગિતે,
નદી ધાય દિકેદિકે તોમાર સંગીતે"

(રવિબાબુ)

સાધારણ રીતે નદીનું સ્ત્રીલિંગી નામ હોય, પરંતુ મેશ્વો સ્ત્રીલિંગી કહેવાને બદલે મેશ્વો કેમ કહેવાઈ હશે? સંસ્કૃતમાં સિંધુ, બ્રહ્મપુત્રાને નદ કહ્યા છે. ધમપછાડા ને કોલાહલ કરી મૂકતી શોણને શોણભદ્ર કહ્યો છે છતાંયે તે બધાં નામ સ્ત્રીભાવપ્રદર્શક જ છે. એ દૃષ્ટિએ મેં અનેક નદીઓનાં નામ જોવા માંડયાં, ત્યારે કાઠિયાવાડની કેટલીક ભાયડા નદીઓ મને હાથ લાગી ખરી: ઘેલો, ભોગાવો, શિંગવડો. ત્યારે મને થયું કે ઘણીવાર બહુ તોફાની ને ઉદ્દંડ છોકરીને એ છોકરી હોવા છતાંયે આપણે ભાયડો એમેઝોન (Amazon) કહીએ છીએ, તેવું જ આ ભાયડા જેવી નદીઓનું થયું હશે ને તોફાની મેશ્વા એમ એક વધુ માત્રાની અધિકારી બની હશે!

'મેષ' એટલે ઘેટો વાંકડિયા શિંગડાવાળો ને મસ્તીમા જ આનદ માણુતો સાવ સફેદ ગાડર હવામાયે શિગડા ભરવે, એમ આ નદીનું પણ છે ગુજરાતમાં કીમ અને મેશ્વો એ બે નદીઓ એવી અડવીતરી છે કે એમને રેલવેના પુલ ગમતા જ નથી મહામહેનતે ને ઘણે ખર્ચે પુલ તૈયાર થયો ન થયો હોય, ને એકબે થપાટ એવી જોરથી મારે અથવા તો બન્ને શિગડા એવા યુકિતપુરઃસર ભરવી દે કે પહાડ તોડતાર પાણી આગળ બિચારા સિમેટ–ચૂનાના પુલનું શું ગજુ ?

મેવાડની પર્વતમાળાની ગૂચમાંથી ને સઘન વનરાજિઓ વચ્ચેથી મદમાતી ને મલપતી ચાલી આવતી આ મસ્તાની નદી શામળાજી આગળ ડુગરોમાથી બહાર આવતા જ પોતાની તોફાની ફાટી આખો ચોપાસ ફેરવી જુએ છે શામળાજી આગળ મેવાડ અને ગુજરાતની હદ સિવાઈ જાય છે ત્યા સરહદ ઉપર ઊભો ઊભો એ મછરાયેલો ઘેટો જોઈ મને એબરક્રોમ્બીનુ 'ઝરણાનું ગીત' (A Stream's Song) સહેજે યાદ આવ્યું છે શું કહે છે એ ઝરણુ ?

"Make way, make way,
You thwarting stones,
Room for my play
You serious ones "×

આમ પોતાનો માર્ગ મોકળો કરવા માટે તલપાપડ થઇ રહેલું એ ઝરણુ મોટા પહાડોને દગડાવતું જ જાય છે

---

×ઓ પથરાઓ, ઓ ગંભીર ડુગરો મને રમણે ચડના માગ આપો, માગ આપો

'Crumble, Crumble
Voiceless things,
No faith can last
That never sings.
For the Last hour
To joy belongs
The steadfast perish
But not the songs *"

આમ તોફાની મેશ્વોને દાદાગીરી કરતો, ને હલેકથી લાવણીઓ ગાતો જોઉં છું તેવામાં મારી દૃષ્ટિ હાથીનાં મદનિયાં જેવા બે કાંકરેજી બળદોની જોડ પર પડે છે ત્યારે મને થાય છે કે હું તો કારતક સુદ પૂનમે શામળાજીના મેળામાં આવ્યો છું. ગુજરાત, મેવાડ, મારવાડ, રાજપૂતાના, માળવા, ને વાગડપાલના અસંખ્ય લોકો એકઠા થયા છે, પણ શામળાજીના મેળાને તો ખરું જોતાં ગોધન કે પશુધનનો મેળો કહેવો જોઈએ. આજે તો હિંદનું ગોધન નાશ પામવા બેઠું છે, એટલે ગાયો ને બળદો મોંમાગ્યા પૈસા આપવા છતાંયે ક્યાં મળે છે? ખેડૂતને બળદ જેટલી વહાલી એકેય વસ્તુ નહીં. પણ એણે ગોસેવા છોડી એટલે બળદ ખોઈ બેઠો. તોયે ગોલોકવાસી શામળાજીના મેળામાં તો મનમાન્યો બળદ હાથ લાગી જશે જ અને ખેતી તો એ જોડથી જ કરીશ એવી અડગ શ્રદ્ધાથી ને ઉમંગથી કંઈ-

*ઓ મોભડાઓ તૂટી પડો, ભાંગી પડો, ભાંગી પડો; ગાય નહીં તેનું જીવનેય ફૂલ. કારણ કે છેવટે આનંદનો જ વિજય સમજજો. તમે અક્કડ તો ઊખડી જશો, પણ મારું ગાન તો ચાલ્યા જ કરશે.

કંઇના ખેડૂત શામળાજીમાં આવ્યા હોય છે. કાંકરેજ, વાવ ને થરાદ તાલુકાના બળદ અને વઢિયારી ગાયો જોઈ એની આંખો ગોલોકની લીલા જોતી હોય એવી મસ્ત બને છે વળી ગટકા પહાડી બળદો આવ્યા હોય છે તે કદમાં નાના પણ પુષ્ટ હોય છે અને એ બધું જોઇજોઇને મેશ્વોયે કહે છે, 'પહેલા જેવા તો નહીં જ, એ દા'ડા તો ગયા !!' અલમસ્ત ભેંસો પણ શામળાજીના મેળામાં આવી છે. કચ્છી, સિંધી, પંજાબી ને અરબી ઘોડાના હહણાટ પણ કાને પડે છે ને બીચારું ગધેડું ! એના વગર બોજો કોણ ઉપાડે ? કોઇક વેચવા આવ્યો છે, કોઇક ખરીદવા આવ્યો છે ખેડૂતોના જાતજાતના ફાળિયાં વચ્ચે રબારી ને ભરવાડના લાલચટક ફેંટા તરી આવે છે ને ચારણોના લહેકાદાર કે છાંટણીવાળા શિરબંધ એમને તુરત જ ઓળખાવી આપ્યા વગર રહેતા નથી ઘેટાં ને બકરાં પણ પોતાની બહેન મેશ્વોને કિનારે લહેરથી જાફ્ત ઉડાવી રહ્યાં છે

શામળાજીનું બીજું પણ એક બહુ જ સબળ આકર્ષણ છે અફીણ. માળવા ને મેવાડ એ અફીણની માયલોમ ત્યા પાર વગરનું સસ્તુ. આવા સરહદી મેળા ને નાકાં એ દાણચોરી કરવાનાં જબરા સ્ટેશન બની ગયા હોય છે અને સરહદો ઓળંગી જવામાં ઊંટ જેવું વેગીલું ને સહીસલામત બીજું એક પણ પ્રાણી નહીં મેશ્વો એ બધા માર્ગ જાણે છે અને એને કિનારે કિનારે પણ એ સાહસવીરો દોડાદોડી કરતા હોય છે. એ અફીણ રાતદિવસની મજલદડમજલ કરતું ગુજરાતમાં ખૂણેખૂણે ઘૂસી જાય છે એ અફીણના પહેલા કસૂંબા મેશ્વોને કિનારે એના મસ્તાન પાણીથી જ ઘોળાય, નાળિયેર

કૂદે, ઘીનો દીવો થાય, ને લાલલાલ હથેલીઓમાંથી ગરી પડેલાં કસૂંબાનાં ટીપા પી મેશ્વો પણ મસ્તી ને ઘેનમાં આવી જાય

આરાવલીના પહાડની એ તળેટીમાં મેશ્વો નાગધરો બનાવે છે, ને લોકોને વળગેલા ભૂતને ધુણાવી ધુણાવીને કાઢે છે. હઠીલા ભૂતોય મેશ્વોની વીફરેલી આખ જોઇને તથા એના શિંગડા નિહાળી પારકા ખોળિયાં છોડી એ ઘેટાને તાબે થઈ જાય છે હુ નાગધરા બાજુ ગયો ત્યારે હસપદર સ્ત્રીઓ ને પાચસાત પુરુષો ત્યા ધૂણતા હતાં, ને કેટલાક નાહતાં હતા. લોકોની જબરજસ્ત શ્રદ્ધા કે ભગવાન શામળિયાના ચરણ પખાળનારૂ મેશ્વોના પાણીમાં દેહ બોળ્યો એટલે વળગાડ નીકળી જ જવાનો, ને શ્રદ્ધા ફળતી પણ જોઇ મને થયુ, એ તો ઠીક, પણ મેશ્વોમાં પડી આટલા બધા અવગતિયા આત્માઓ ક્યા કયા જતા હશે? આમ જ્યારે મે મનને વિચારવમળમાં નાખ્યું ત્યારે એ પણ ઘૂમરીઓ ખાતું મેશ્વોના રેલવેના પુલ સુધી જઇ પહોચ્યુ. મને થયુ, એ બધાં તોફાની ભૂતડાંને લીધે જ મેશ્વો પરનો પુલ સાબૂત નહી રહેતો હોય અને એ મુક્ત આત્માઓ લહેર કરતા કરતા છેવટે પરલોક ચાલ્યા જતા હશે.

ઈડર થઈને શામળાજી જતાં ભેટાલીનો ઘાટો આવે છે એ ઘાટો બહુ સુંદર છે ને જૂના વખતમા ડુગરો તોડીને આ રસ્તો બનાવેલો છે ભેટાલીનો ઘાટો રાવ જગન્નાથના વખતમાં તૈયાર થયેલો એમ એની પાસે આવેલી એક વાવના લેખ પરથી જણાય છે બીજો રસ્તો મોડાસા થઈને જાય છે. બન્ને રસ્તે અંતર આશરે ૧૮–૨૦ માઇલનું થાય. અમદા-

વાદથી તળોદ થઈને જઈએ તો તો સ્ટેશનથી ઊતરતાં જ ભૂનો ઘુઘવતો મેશ્વો રસ્તામાં આવવાનો જ ને ભગવાન શામળિયા વતી સર્વે યાત્રીઓનું સ્વાગત કરવાનો જ. અમે આ જ રસ્તે થઈ અનેકવાર મોડાસા ગયેલા અને મોડાસાથી શામળાજી માત્ર ૧૮ માઈલ થાય. એ ૧૮ માઇલની પહાડી વાટ ટીટોઈને ઘમાઈને ચાલી જાય છે ને સુંદર વનશ્રીથી ભરેલી છે

શામળાજી આજ તો નષ્ટભ્રષ્ટ થઈ ગયું છે, પણ જ્યાં એક માસ સુધી મેળો ભરાયેલો રહેતો એ હરિશ્ચંદ્રપુરી કે ગદાધરપુરી નામનું પ્રાચીન નગર જરૂર સમૃદ્ધ હશે ઇડર રાજ્યનાં પાંચ રત્નોમાં શામળાજી પણ છે:

ईडरे पञ्चरत्नानि गुमदा गदाधर ।
चतुर्थं फलनाथश्च पञ्चमं भुवनेश्वर ॥

એ સ્થાન પર્વતની તળેટીમા મેશ્વો નદીને કિનારે આવેલું છે. કવિ દલપતરામના નાટકનો સૂત્રધાર જરા ફેરવીને કહે છે

"ફરતો ડુંગર શોભીતો સારો, કેવો દીસે છે ગગાનો
આરો રે, મા
ઉગમણી ગગા વહે છે તેને મેશ્વો તીરથ કહે છે રે, મા"

મુખ્ય મંદિરમાં કૃષ્ણની મૂર્તિ છે બારણે દ્વારપાળ તરીકે પથ્થરના બે મોટા હાથી ઊભા છે તે ઉપરાંત ખાખ ચોકના સાધુઓનું સ્થાન, ત્રિલોકીનાથ રણછોડજી, ગિરધારી ભગવાન, કાશીવિશ્વનાથનુ મંદિર, ગાધારીના એકસો એક બાળકોની મૂર્તિઓ, ડુંગર ઉપરનુ ભાઈબહેનનું મોટું દેવળ, વિશ્વકર્માનું સ્થાન, સૂરજકુંડ, એ બધાં સ્થાનો યાત્રાર્થીના

હૃદયમાં ભક્તિરસ સહેજે છલકાવી દે છે વળી નાગધરા પાસે પ્રેતશિલાની પાસે અક્ષયવટ છે, તેની પાસે કળશી છૈયાંની મા-ગુપ્તપણે વસે છે.

" પ્રેતસહલ્યાની પાસે એક ઝાડ રે અખાવડ કહે છે રે,
ત્યાં કળશી છૈયાની માત તેની પાસે રહે છે રે.
છૈયા વળગ્યા છે હારોહાર રે શોભા શી વિખાણું રે"

આવા લોકહૃદયના સ્વામી હોય તેની સાથે સાથે પીર પણ આવ્યા વગર કેમ રહે? એટલે એક નવગજા પીર પણ એક સુંદર આંબાવાડિયાના બગીચામાં સૂતા છે:

"પીર પેગંબર નવગજા લાંબા
તેના બગીચાની પાસે આંબા રે."

હિંદુઓની સાથે સાથે મુસલમાનો પણ પીરને આકર્ષણે મેળામાં આવ્યા હોય છે.

એ ઉપરાંત રાજવૈભવનાં ખંડિયેરો પણ ઝાડી-ઝાંખરામાં વેરાયેલાં પડ્યાં છે. ત્યાં કરમાબાઈનું મોટું તળાવ છે; એ ૧૩૪ એકરમાં ૧૫ ફૂટ ઊંડું છે. તેને વિષે એવી દંતકથા છે કે એક ઋષિએ વગર ઓજારે એ ખોદ્યું હતું.

રખડીરવડીને થાકયા પછી ફરી પાછી દૃષ્ટિ મેશ્વો નદીના પ્રવાહ તરફ વળે છે, ને એને કિનારે એઠેએઠે ફરી પાછી ગાયો, બળદ, ભેંસો, ઘેટાંબકરાં ને ઘોડાની હારો પસાર થતી જોઉં છું; નદી પર્વતની તળેટી છોડી આગળ વહેતી થઇ ગઈ હોય છે.

ત્યાર પછી તો એ ભગવાન શામળિયાનું ચરણામૃત પાતી પાતી, જંગલોમાંથી માર્ગ કાપતી, મહીકાંઠાના રહેવર

પરગણાને સમૃદ્ધ કરતી, બોલુંદરા, બાકરોલ, મેઢાસણ, રણાસણ ને મોહનપુરને ઘસાતી ઘસાતી, હરસોલ આગળ આવી પહોંચે છે. ૧૯૩૦માં હરસોલની એ મેશ્વોને કિનારે અમે પણ એ નદી જેવાં જ તોફાનો કર્યાં હતાં, ને એ નદી ઘૂમી વળી હતી તે બધા જ મહીકાંઠો અમે ખૂંદી વળ્યા હતા. હરસોલ પાછળ મેશ્વો ભરપૂર પાણીએ વહ્યો જાય છે. આ સ્થાન પણ બહુ રમણીય બને છે. એક વખત ત્યાં લશ્કરી છાવણી હતી અને અંગ્રેજ સિપાઈઓની ટુકડીઓ આ મેશ્વોનાં મસ્તાનાં પાણી પી રાતીમાતી થઈ જતી. હરસોલમાં નદીકિનારે બેસી મને થતું કે છેક પાંચ હજાર માઈલથી એક અંગ્રેજ યુવક હરસોલની મેશ્વો સુધી સામ્રાજ્ય સાચવવા આવી શકે છે. તો આપણા યુવકો મેશ્વોને એ પરદેશીઓનાં બંધનમાંથી મુક્ત કરવા જેટલા બહાદુર કેમ નહીં બનતા હોય! પણ એ બહાદુરીની હવા ત્યારે જામવા માંડી હતી, અને પોતાનાં જેવાં યુવક–યુવતીઓને પોતાને કિનારે આવતાં જોઈ પ્રફુલ્લિત થતી મેશ્વો બેય કિનારે પોતાના તરંગો ઉછાળી પુલકિત થતી હતી. હરસોલમાં ગરમ પાણીના બે કુંડ છે. તે દિવસે ગરમ રહે છે ને રાતે ઠંડા પડી જાય છે. એમાંયે નાહવાની મજા પડતી. પરંતુ હું તો જ્યારે જ્યારે હરસોલ જતો ત્યારે મેશ્વોમાં જ નાહતો— દિવસો સુધી નિયમિત સ્નાન કરતો. કુંડથી વિરુદ્ધ અમે દિવસે ઠંડા રહેતા ને રાતે મોટી મોટી સભાઓમાં ગરમ ગરમ થઇ જતા. ત્યાર પછી હરસોલનો હવાલો મેં શ્રી. પન્નાલાલ ઝવેરી ને શ્રી. જયસિંહ સંઘવીને સોંપી દીધો. એટલે હરસોલની મેશ્વોનાં ત્યાર પછીનાં સંસ્મરણો તો

કોઇક કાળે એમની પાસે જ લખાવાં પડશે.

પણ આ હર્ષપુર–હરસોલને લશ્કરી છાવણી માટે કંઈ અંગ્રેજોએ જ પસંદ કર્યું હતું એમ નહીં. એનો ઇતિહાસ તો કપડવંજમાંથી મળેલું ઈ. સ. ૯૧૦ માં લખાયેલું તામ્રપત્ર ઉકેલે છે. ખેટક પ્રાંતનો ૭૫૦ ગામના જૂથનો આ હરસોલ ઉપપ્રાંત હતો. કર્ણાટકના અકાલવર્ષના મહાસામંત પ્રચંડનો દંડનાયક ચંદ્રગુપ્ત તે વખતે એ ઉપપ્રાંતનો વહીવટ કરતો. એ તામ્રપત્ર પ્રચંડના કુળને બ્રહ્મવાક નામથી ઓળખાવે છે. પ્રચંડના વડવાઓનો પણ એમાં ઉલ્લેખ છે અને તે તામ્રપત્ર પરથી લાગે છે કે તેઓ રાષ્ટ્રકૂટ વંશના મોટા અમલદારો હોવા જોઈએ. પ્રચંડ ને અક્કુ બે ભાઈ હતા, અને તેમના પિતાનું નામ ધવલપ્પા હતું. એ ધવલપ્પાએ પ્રદેશો—મંડલો છતીછતીને પોતાના સ્વામીની સીમાનો પટ પ્રસારી આપ્યો હતો. પરિણામે અકાલવર્ષના શત્રુઓ ખેટકમંડળ છોડીછોડીને ચાલ્યા જતા હતા. ધવલપ્પાએ હાહાકાર મચાવી રહેલા ગુર્જરોને મહાત કરેલા અને પરિણામે તેને પોતાનો સેનાનાયક બનાવેલો.

આ વાત વાંચીને મને થયું કે તુંગભદ્રા, કૃષ્ણા, કાવેરી ને તામ્રવર્ણીનાં પાણી પીનાર કન્નડીગોએ આ મેશ્વોનાં પાણી પીને પરાક્રમ કરવાની શક્તિ પ્રાપ્ત કરી હશે. ક્યાં ધારવાડ ને હુબલી! ક્યાં મહીસૂર ને વિજયનગર? ને ક્યાં હરસોલ! પણ પ્રાચીન રાજવંશો આ રીતે એક પ્રાંતમાંથી બીજામાં ભાગ્યવશાત્ અનેકવાર ચાલ્યા આવ્યાના દાખલા હિન્દના ઇતિહાસમાં ફૂડીબંધ છે. એ કન્નડીગનાં પરાક્રમો મેશ્વોએ જોયાં હશે, 'નીરુ બેકુ' ને 'હટ્ટા માડી' વગેરે

ભાષા સાંભળી હશે! અને પછી અંગ્રેજીની વાગ્ધારાએ એને કિનારે વહી હશે...

મેશ્વો પણ પેલી સાત સખીઓની ટોળીમાંની છે. એ પણ લોઠાનો મેળો જોવા જ નીકળી છે. વળી એને પોતાની છ સખીઓને શામળાજીના મેળાની વાતો પણ કહેવાની છે. એ બધી હોંશ ને ઉમંગમાં એ આગળ ધસી જ રહી છે. સાહેબજીના મુવાડા, કડજોદરા, લવાડ, હરખજીના મુવાડા, લીહોડા વગેરે ઝપાટાબંધ પસાર કરતી એ ખાસ્સા સવાસો માઈલનો પંથ કાપી ચૂકી છે. એટલામાં દેદરડા આગળ એને વાત્રકનો સથવારો મળી જાય છે. મેશ્વો પોતાનું સર્વસ્વ વાત્રકમાં જ સમાવી દે છે, નામરૂપનો પણ ત્યાગ કરે છે; મેશ્વો સાથે તરી આવેલા પેલા અવગતિયા આત્માઓ પણ અહીં થંભી જાય છે અને કોઈને વળગવાની વાસનાનો સદંતર ત્યાગ કરી પોતાની નવી જ યાત્રા શરૂ કરે છે.

જતે જતે મેશ્વો શું કહેતી જાય છે? મેઢાં જેવાં બુધ્ધુ ન બનશો, પણ મારાં જેવાં તોફાની શિંગડિયાળાં અદમ્યાતાં ઘેટાં તો જરૂર થજો—તોફાનમાં જ જીવન છે.

: ૧૦ :

# માથાળુ માઝમ

દશ વર્ષનો એક કિશોર ગામ, ઠામ, રસ્તો જોયા વગર, સંગાથ કે ઓળખાણુવાળું સાથે હોયા વગર આંબલિયારા જવા માટે અમદાવાદથી ગાડીમાં બેઠો છે. એણે કદી એ ગામ જોયું નથી ગાડી ચાલ્યા પછી બન્ને બાજુનાં દશ્યો જોતો જોતો એ માઝમ નદી ને આંબલિયારા ગામની કલ્પના કરી રહ્યો છે ખેડિયાર સ્ટેશને ઊતર્યા પછી પૂર્વાતું મોં કરી એ ઊભો રહે છે. રસ્તાની કંઈ જ માહિતી એને નથી. છેવટે એ ટપાલીને પોતાનો સાથીદાર બનાવી દે છે.

ચોગરદમ પથરાયેલાં ખેતરો ને મેદાનો, અનેક પગ દંડીઓ, કલ્લોલ કરતાં પંખીઓ, હસતાં પુષ્પો, રસ્તામાં મળતા અગ્ણાં ને કયાંક કયાંક ચરતાં ઢોર ને ઘેટાંબકરાં, મીઠો વાઈ રહેલો સમીર, એ બધું એને કાગળ પરના કાળા અક્ષરો કરતાં ઘણું વધારે ગમે છે; એ જ એનું પુસ્તક છે.

ગમે તેવો ખડતલ પણ બીચારો કિશોર! ચાલી

ચાલીને એ થાકે છે. ઘૂઘરાવાળો હલકારો ટપાલી એને અનેક વાતો કહેતો કહેતો લઈ જાય છે, ને છેવટે એક ગામમાં આંબલિયારે જતા વાણિયાઓને ભળાવી દેતાં કહે છે: "તમારા ફોજદાર સાહેબને ત્યાં આને સોંપી દેજો."

'ફોજદાર' એ ચાર અક્ષરનો શબ્દ સાંભળતાં વાણિયા એને પોતાની પાસેના ટટ્ટુ પર બેસાડે છે. છેવટે તેઓ માઝમને કિનારે આવી પહોંચે છે. એ કિશોરનું એ માઝમનું પ્રથમ દર્શન નીચે ઊતરી હાથપગ ને મોં ધોઈ એ થોડું પાણી પીએ છે ને માયાળુ માઝમમાતા થાક્યાપાક્યા ગભરુ કિશોરને માથે હાથ ફેરવે છે.

માઝમ પાર કરી એ શાથાજીના આંબલિયારામાં પહોંચી જાય છે. એક દિવસ ને એક રાત આંબલિયારા ને માઝમનો કિનારો ફરી, એમાં બે વાર સ્નાન કરી, એ પાછો ફરે છે. સાથે માત્ર કુહાડીવાળો વળાવો ને બેસવા માટે નાનું ઘોડું છે. માઝમ સુધી તો સૌ ચાલીને આવે છે. માઝમને સામે કાંઠે બટુક જેવો ઘોડે બેસે છે કે તુરત જ ઘોડું બે પગ વચ્ચેથી નીકળી જાય છે, ને નદીની રેતીમાં એ ધડાક દઈને ગબડી પડે છે. માયાળુ મામી ને માયાળુ માઝમનો જીવ બળી જાય છે ફરીથી એ સાચવીને બેસે છે.

પછી તો ઘોડું ઝપાટાબંધ ચાલે છે. ચાલે છે, તે ચાલે જ છે; ખેતરોનો રસ્તો બાજુમાં રહી જાય છે. મામી ને વળાવો પાછળ રહી જાય છે. ને સપાટાબંધ ચાલતું અનાડી ઘોડુ કોણ જાણે ક્યાંક એને લઈને દડબડદડબડ ચાલી રહ્યું છે. એટલામાં તો બોરડીની કાંટાની ઝાડીમાં એ એને ફરી

પટકી દે છે. સૂર્ય પશ્ચિમમાં નીચે ઊતરવા માંડ્યો છે, ઘોડાના પગમાં અટવાયા છતાંયે એ એની લગામ છોડતો નથી ફરી ઊભો થઈ એ ઉપર ચડી બેસે છે, ચડતી વખતે બાજુમાં જુએ છે તો માતાની માફક પછડાયેલા બાળકને જોઇ ખિન્ન થતી માયાળુ માઝમ છીવ બાળતી દેખાય છે

એ કિશોરને થાય છે. 'અરે! હું કેટલો પાછો ગાહ્યો આવ્યો!' ચોમેર નજર કરે છે પણ કોઈ માણસ દેખાતું નથી રસ્તો કોને પૂછે! અનેક પગદંડી, એમાંથી કઇ પકડવી? ઘોડાની આખમા તો કઈક પરભવનું વેર હોય એમ એ ફાટી આંખે જોઇ રહ્યો છે. એ ઘડીભર ઘોડા તરફ, ઘડીભર માઝમ તરફ, ઘડીભર પગદડીઓના મેળા કે ભુલભુલામણી તરફ ને ઘડીકમાં પશ્ચિમમાં દોડી રહેલી પ્રભુની લાલ ઘડિયાળ તરફ જોઈ રહ્યો છે. છેવટે માઝમ ઘોડાને ઠપકો આપે છે, 'બચ્ચા યાદ રાખ, છેવટે પાણી તો અહીં જ પીવા આવવાનું છે. એ છોકરાને સીધો સ્ટેશને પહોંચાડી દે!'

માઝમનો ઠપકો સાંભળી ઘોડું શાંત પડે છે. રસ્તો વાડ, જંગલો ને નીરવ એકાંતમાંથી પસાર થઈ રહ્યો છે. ડૂબવા જતા સૂર્યની દિશામાં દૃષ્ટિ રાખી એ ઘોડાને હાંકી રહ્યો છે. ખાડાટેકરા, કળણો, પાળિયા બધું આવે છે, પણ કોઈ જ માણસ મળતું નથી. કિશોરને બીક તો લાગે છે આ અનાડી ઘોડું પોતાને ક્યાં લઈ જશે તેની એને ચિંતા થયા કરે છે. આજ હવે વર્ષો પછી એવા ભૂતકાળના પ્રસંગો સંભારી એને ખાતરી થાય છે કે, "બાવો આવ્યો, હાઉ આવ્યો" એમ બાળકોને ડરાવવા કરતાં તેમને શરૂઆતથી જ

ભય લાગે એવા પ્રસંગોમાં જ ફેંકી દેવાં. ભયકારક પ્રત્યક્ષ પ્રસંગ જે ભયની લાગણી નથી ઉપજાવતો તેના કરતાં અનેકગણી વધુ કંપારી ભયની માત્ર કલ્પના જ ઉપજાવી કાઢે છે ને કંપાવી મૂકે છે. કલ્પના કરી, એ પ્રસંગમાં પડયા પછી એનો સામનો કરવાનો એ પ્રયત્ન કરે છે ને એમાં એ નિર્ભયતાની પારમિતા કેળવી શકે છે.

"The absent danger greater still appears,
Less fears he who is near the thing he fears."

છેવટનું હોકાયંત્ર એકમાત્ર સૂર્ય પણ પશ્ચિમની ક્ષિતિજ પર અદૃશ્ય થઈ જાય છે, ને તે જ વખતે સદ્ભાગ્યે ઓચિંતો ગાડાચીલો હાથ લાગી જાય છે. ને પછી અંધારું પડી જતાં સામેથી હાંફતોહાંફતો ચાલી આવતો પેલો કુહાડાવાળો વળાવો સામે મળે છે. પછી તેઓ બન્ને સ્ટેશને પહોંચે છે.

* * * *

આ આખો દિવસ પોતે બહાદુર ભાથીજીની પરાક્રમ-ભૂમિમાં જ ફર્યો છે એની એ બાળકને શી ખબર!

(૨)

એક દસકા પછીની વાત છે. પેલો કિશોર હવે તો મુછાળો જવાન બન્યો છે. ૧૯૩૦ ની સાલ છે. બોરસદની લડાઈમાં ઘૂમી વળી અમદાવાદ જિલ્લાની ટોચે દૂર દૂર આવેલા મોડાસામાં પહોંચી જાય છે.

'ચાલી દલ મુહડાસિ આવ્યાં, ઢમઢમિયાં નિસાણ'+ એ આ મોડાસા

---

+ કાન્હડદેપ્રબંધ

દસકા પછી બદલાયેલે સ્વરૂપે આવેલા, યુવાવસ્થાની મસ્તીમાં છાતી કાઢીને ચાલતા એ યુવાનને મોડાસાની માઝમ એકદમ ઓળખી કાઢે છે ને આનંદથી પુલકિત થાય છે. એ યુવક તુરત જ તો એને ઓળખતો નથી, પણ જ્યારે 'માઝમ' એ નામ સાંભળે છે ત્યારે દસકા પહેલાંની પેલી સંધ્યા તેની આંખ સામે તરવરે છે. માઝમની આંખની માયા ને કરુણા એને ફરી યાદ આવે છે ને સહેજે એના બે હાથની અંજલિ જોડાઈ જાય છે.

મથુરાદાસ ગાંધી એટલે માઝમે આજ સુધી પેદા કરેલા ભડ માણસોમાંના એક. માંડવાના લાલમિયાં, આંબલિયારાના બાથાજી તેવા મથુરાદાસ ગાંધી—એ તાલુકાનો આધુનિક ઇતિહાસ લખાશે ત્યારે એ વ્યક્તિનો ફાળો નાનોસૂનો-નહિ નોંધાય. મોડાસાના જાલમસિંહને આપણે સંભારીએ કે ન સંભારીએ, કાન્હડદેને ભૂલી જઈએ, પરંતુ ઉપલી ત્રણ વ્યક્તિઓ વગર માઝમનું માહાત્મ્ય અધૂરું જ રહે. એ મથુરાદાસ ગાંધીની સરદારી નીચે પેલો યુવક મોડાસાથી તે ધનસુરા, બાયડ, ચોયલા, ગાબટ, દહેમઈ ને છેક વાત્રકતટ સુધી લડતનો રંગ જમાવતો રખડ્યા કરે છે.

મોડાસા ગામની પાછળ માઝમ બહુ જ શાંતિથી વહી રહી છે યુવક શબ્દરચનાશાસ્ત્રનો અભ્યાસી છે એટલે વિચારે છે 'માઝમ' નામ કેમ પડ્યું હશે? મહીકાંઠામાં ઠકરાતોનો પાર નથી. માઝમ એ બધાંની વચ્ચે થઈને વહે છે મોડાસા આગળ જ જુઓને, અડધી મોડાસાની ને અડધી ઇડર રાજ્યની!

માઝમ એટલે 'મધ્યમ' એવો અર્થ કરવાનું બીજું એક મન તો તેને એટલા માટે થઇ આવે છે કે પેલી સાત બહેનોના સંઘમાં એનું સ્થાન વચમાં જ આવી જાય છે. મહિનાઓ સુધી પછી એ માઝમને કિનારે લહેર કરે છે.

ભાથીજી ને લાલમિયાંના ઇતિહાસ વગર માઝમનો ઇતિહાસ અધૂરો જ રહે. માઝમ વડાગામ આગળ પોતાને પશ્ચિમ કિનારે નીલકંઠ મહાદેવનાં દર્શન કરી આંબલિયારા તરફ વળે છે. ૧૯ મી સદીની શરૂઆતમાં આંબલિયારામાં ભાથીજી થઈ ગયો. ખરો ભડવીર માણસ. આખા મહીકાંઠાની વીરતા ને મસ્તી એનામાં એકઠી થયેલી. એ કોઇને ન બદે. અંગ્રેજો ને મરાઠાઓને એણે હેરાનપરેશાન કર્યા.

અંગ્રેજ લેખક જ્યારે કોઈ હિંદી વીરનાં યશોગાન ગાય ત્યારે સમજવું કે એના પરાક્રમથી જ્યારે એ સાવ અંજાઇ ગયો હશે ત્યારે જ એણે એમ કર્યું હશે. વૉલેસ લખે છે:

"મહીકાંઠાના જમીનદારોમાં આંબલિયારાનો ઠાકોર ભાથાજી સૌથી વધુ બળવાન હતો. માઝમ નદીના કિનારા પર આ ગામ આવેલું છે. તેની આસપાસ ખડકો, જંગલો, કોતરો અને સાચવી રાખેલી ઝાડી છે. તે ઝાડીમાંથી જીવના જોખમે એક લાકડી સરખીયે કપાતી નહીં. તે મોટે ભાગે લૂંટનો ધંધો કરતો. તેનું રાજ્ય મોટું નહોતું. તો પણ પોતાની આસપાસના બહાદુર માણસોને તેણે વશ કર્યા. કેટલાક માઇલ સુધી એ મહેસૂલ ઉઘરાવતો, દરેક વેપારી ને મુસાફર પાસેથી દાણ લેતો, અને ટૂંકમાં કહીએ તો

રહી. જાલમસિંહનું શબ ભાથીજી ગામમાં લાવ્યો, તેને પલંગ પર નાખી ઉપર શાલ ઓઢાડી, ને પછી ઇડરથી ગંભીરસિંહ મહારાજાનો કાગળ આવ્યો એટલે શબ સોંપી દીધું.”

આમ ભાથીજીના પરાક્રમોની સાથેસાથે ૧૮૩૫ માં થઈ ગયેલા નાથુસિંહ ઠાકોરની બહારવટે નીકળી ગયેલી ઠકરાણી વજનબાઈની વાતો પણ સાંભળે છે. પુરુષો બહારવટે નીકળ્યાના તો સંખ્યાબંધ દાખલા મળે છે, પણ વજનબાઇ જેવી સ્ત્રીઓ બહારવટે નીકળે એ કંઇ જેવીતેવી વાત નથી. વજનબાઇની વાત સાંભળી એને ખુરશેદબહેન ને સત્યાગ્રહ કરવા માટે આવેલી બીજી બહેનોની યાદ આવે છે.

છેવટે સમજી જઇ એણે ગાયકવાડ સાથે તહ કરેલી એનુ આંબલિયારા છોડયું એટલે માઝમમાં અકીકના પથ્થરો જામવા માંડે છે તે છેક માડવા સુધી જામતા જ જાય છે ને માઝમના અકીક છેક ખંભાત સુધી ને ત્યાંથી દેશપરદેશ જાય છે.

માઝમ આ પથ્થરોમાંથી વહેતીવહેતી માડવા સુધી આવે છે ત્યાં એને ઓચિંતી જ વાત્રક મળી જાય છે, ને વાત્રક કહે છે, “ચાલ, હવે સાથે જ જઇએ.” એટલે એ વાત્રકની આંગળી પકડી લે છે

પેલો યુવક આ બધો પ્રદેશ રખડે છે ડુંગરપુરની હદમાં વહી માઝમ ૬૬ માઇલનો માર્ગ કાપી અહીં આરામ લે છે. પેલો યુવક પણ એક બપોરે થાકીને માઝમને કિનારે ઝાડ નીચે શેતરંજી પાથરી આરામ લઈ રહ્યો છે. ધરાસણામાં મીઠાની લડત ચાલી રહી છે

ગુજરાતમાં મરેઠી રાજ્ય સ્થાપનાર જેવી કારકીર્દિ ભોગવતો હતો ”

ભાથીજીની બહાદુરીની વાતો સાંભળતો યુવક આંબલિયારાને સામે કિનારે થઈ પસાર થઈ રહ્યા છે તે વખતે ગાયો ચરાવતો એક ભરવાડ એટલામાં જ ભાથીજીએ લડેલી એક લડાઈની કથા આમ સંભળાવે છે:

“મોડાસાના જાલમસિંહ ને ભાથીજીને લડાઈઓ થયા જ કરતી. જાલમસિંહે ગાયકવાડની મદદ માગી. બળવંત કાશી, દેવરામ કાશી ને હમીદ જમાદાર લશ્કર લઇ માઝમને કાંઠે પડાવ નાખી પડયા. રાતનો વખત હતો સૂને મોરચેથી ગાયકવાડી લશ્કર ગામમાં પેઠું. નદીને કિનારેથી તોપો ફૂટી ને સૌથી પહેલાં ગવળિયાનાં ઘર સળગ્યાં. ભાથીજી ચોંકયો! એણે પોતાની ગાદી ઉપર પાંચ રોકડા રૂપિયા, પાણીનો ઘડો, અફીણનું પોતું, સવાપાંચશેર જુવાર, અફીણ વાટવાનો સાકરવટો, ને ઘીનો દીવો મૂકયાં, પગે લાગી, ત્યાંથી નીકળી, નદી ઓળગી, સામે કિનારે આંબલી નીચે એ આવી ઊભો રહ્યો. લશ્કર ચારે બાજુ ફરી વળ્યું હતું. ભાથીજીએ કહ્યું: “આંબલિયારુ લેતા એક પણ ભડાકો ન કર્યો?” એ શબ્દો સાંભળતાં તો સૈનિકો એના પર તૂટી પડયા. પરંતુ ભાથીજીએ મરણિયા થઇ બકરાંમાં વાઘ તૂટી પડે એમ એ લશ્કરમા ઘૂમવા માંડયું. એ ઘમસાણમાં દહેગામનો કુમાસદાર નાનાકસૂણા સૌથી પહેલો મરાયો ને પછી જાલમસિંહ, પ્રાંતિજવાળો કુમાસદાર આપો, વિજાપુરનો બારોટ વહાલામોકમ મરાયા લશ્કર નાઠું, માંઢરાના રાજાની નવ સુખપાલો ત્યાં પડી

રહી. જાલમસિંહનું શબ ભાથીજી ગામમાં લાવ્યો, તેને પલંગ પર નાખી ઉપર શાલ ઓઢાડી, ને પછી ઇડરથી ગંભીરસિંહ મહારાજાનો કાગળ આવ્યો એટલે શબ સોંપી દીધું."

આમ ભાથીજીનાં પરાક્રમોની સાથેસાથે ૧૮૩૫માં થઈ ગયેલા નાથુસિંહ ઠાકોરની બહારવટે નીકળી ગયેલી ઠકરાણી વજનબાઈની વાતો પણ સાંભળે છે. પુરુષો બહારવટે નીકળ્યાના તો સંખ્યાબંધ દાખલા મળે છે, પણ વજનબાઇ જેવી સ્ત્રીઓ બહારવટે નીકળે એ કંઇ જેવીતેવી વાત નથી. વજનબાઇની વાત સાંભળી એને ખુરશેદબહેન ને સત્યાગ્રહ કરવા માટે આવેલી બીજી બહેનોની યાદ આવે છે.

. છેવટે સમજી જઇ એણે ગાયકવાડ સાથે તહ કરેલી. એનું આંબલિયારા છોડયું એટલે માઝમમાં અકીકના પથ્થરો જામવા માંડે છે તે છેક માંડવા સુધી જામતા જ જાય છે ને માઝમના અકીક છેક ખંભાત સુધી ને ત્યાંથી દેશપરદેશ જાય છે.

માઝમ આ પથ્થરોમાંથી વહેતીવહેતી માંડવા સુધી આવે છે ત્યાં એને ઓચિંતી જ વાત્રક મળી જાય છે, ને વાત્રક કહે છે, "ચાલ, હવે સાથે જ જઇએ." એટલે એ વાત્રકની આંગળી પકડી લે છે

પેલો યુવક આ બધો પ્રદેશ રખડે છે ડુંગરપુરની હદમાં વહી માઝમ ૬૬ માઇલનો માર્ગ કાપી અહીં આરામ લે છે. પેલો યુવક પણ એક બપોરે થાકીને માઝમને કિનારે ઝાડ નીચે શેતરંજી પાથરી આરામ લઈ રહ્યો છે. ધરાસણામાં મીઠાની લડત ચાલી રહી છે

એને ત્યાં જવાનું મન થાય છે પણ મથુરાદાસ ને ખુરશેદ-બહેન જવા દેતાં નથી. 'આપણું ધરાસણા અહીં જ છે,' એમ એ કહે છે.

પુત્ર ઘણે દિવસે માતાને નિરાંતે મળે એટલે માદીકરો અવનવી વાતો કરે. માઝમને પેલો પત્રિકાઓ વાંચી સંભળાવે છે તે વખતે નદી પણ કહે છે કે, "બેટા, આ મારે સંગમસ્થાને થઈ ગયેલા એક બહાદુર પુરુષની વાત કહું તે સાંભળ :

"અકબરના વખતમાં માંડવાની ગાદીએ મિયાં લાલ હતો....કચ્છથી કોઈક વેપારી ત્રણ ઘોડીઓ લઈ અકબરને વેચવા માટે ગયો....આવી પાણીદાર ઘોડીઓ અકબરના દરબારમાં નહોતી, એટલે અકબરે આશ્ચર્યચકિત થઈ પેલા સોદાગરને પૂછ્યું કે તમે એવો તે શો ખોરાક ખવડાવો છો કે તેથી આ ઘોડાં આવાં તેજ થાય છે? એટલે સોદાગરે કહ્યું, 'સરકાર! અમારા મુલકમાં એવી રેતી થાય છે કે તેમાં વાવેલી ધરો ખવડાવવાથી ઘોડાં તેજ થાય છે.' અકબરે એ સાંભળી ૧૦૦૦ પોઠી રેતી કચ્છથી લાવવા માટે માણસો મોકલ્યાં. પોઠીઓ રેતી ભરી માણસો કચ્છથી દિલ્હી જતાં રસ્તામાં આ માંડવા પાસેના અંતોલી ગામે આવ્યાં. અંતોલીના મુખીએ એ વાત લાલમિયાંને કહી. લાલમિયાંએ એ પોઠીની રેતી પોતાના જ પ્રદેશમાં ઠલવાવી દીધી. વણઝારા તો ખાલી પોઠી લઈને દિલ્હી ગયા ને બાદશાહ પાસે રાવ નાખી. અકબરની આંખ લાલચોળ થઈ ગઈ, ને ૧૫૬૩ માં આજમખાં ઉધઈની સરદારી નીચે માંડવે લશ્કર મોકલ્યું. ઉધઈએ ત્રણ વર્ષ સુધી માંડવા લેવા માટે

લડાઇ કરી, પણ લાલમિયાં હાર્યો નહીં. આજમખાં ઉધઇના તંબૂની ચોબ ઉપર તીર વાગ્યું ને ચોબના ટુકડે ટુકડા થઇ જતાં ઘણાં માણસો માર્યાં ગયાં. હું વાત્રકને મળી જાઉં છું એના આસપાસના પ્રદેશનો નકશો દોરી ઉધઇ દિલ્હી લઈ ગયો. ૧૫૧૬માં વધુ લશ્કર લઇ એ જ આજમખાં ઉધઇ રાજાસુર, ચાર ગોપાળદાસ (એક ઇડરિયો, બીજો વાંકાનેરિયો, ત્રીજો કચ્છવાળો, ચોથો મેડતિયો), અને બીજા ઘણા સરદારોને સાથે લઈ અમારે સંગમસ્થાને આવી પહોંચ્યો. મોટી બહેન વાત્રકને સામે કિનારે પેલી ચેડિયો નામની ઇમારતોનાં ખંડિયેરો પડયાં છે ત્યાં ઇડરિયો ગોપાળદાસ માર્યો ગયો. ઉધઇ ને લાલમિયાંની લડાઈ વાત્રકે ને મેં સતત ચાર વર્ષ સુધી જોયા કરી. તેમાં સાતસેં સોનેરી ઉતરાયા, અઢાર હાથી મરાયા, રાજાસુર નાઠો ને નગારાં ને તોપો પડી રહી. એ નગારાં આજે રમાસમાં છે ને તોપો માંડવામાં છે. જ્યાં આરબો મરાયા તે પેલો 'આરબીકુહલા' બાગ, કચ્છીઓ મરાયા તે 'કચ્છી નાળ' ને પેલી હમણાં ઓળખાતી 'કાશીની નાળ'; પઠાણોનો ઘાણ વળી ગયેલો એ 'પીરપઠાની નાળ', નાસતા ઘોડા જ્યાં કપાઈ ગયેલા એ 'ઘોડાની નાળ'—ઘોડાનાળ." એમ કહી માઝમે એ યુવકને લાલમિયાંની બહાદુરીનાં પ્રતીકસમાં એ બધાં સ્થાનો બતાવતે બતાવતે કહ્યું :

"એ લડાઈમાં એટલા બધા મારવાડીઓનો ઘાણ નીકળી ગયો કે તેઓ 'લાલ' અને 'માંડવો' એ શબ્દો બોલે નહીં; અને માથે લાલ ફેંટો કે પાઘડી બાંધે તો ઉપર ધોળો કકડો વીંટે, અને લગ્ન થાય ત્યારે માંડવો

ન બાંધે........

"પણ જે બહાદુર લાલમિયાં લડાઈથી ન જિતાયો, તે કપટજાળમાં ફસાઇ ગયો. રાજાસુર લાલમિયાં સાથે સુલેહ કરવા માંડવે આવ્યો અને એની સાથે ફૂલાલોલણી નામની ગુણકાને લેતો આવ્યો, સુર ને લાલની મિત્રાચારી વધવા માંડી ને સુરે લાલને ફૂલાલોલણી સોંપી દીધી— અને પછી સુર તો ફોજ સાથે અમદાવાદ ચાલ્યો ગયો.

"ગુણકા તો આમતેમ બહાનાં કાઢી લાલને અમદાવાદ લઈ ગઈ, દગો થયો, ને ૧૫૭૦ માં મિયાં લાલનું માથું કપાઈ ગયું. એ માથું રાજાસુર અકબર પાસે લઈ ગયો, અને ધડને માંડવે લાવી તેલનાળ ગામ આગળ દાટ્યું. ત્યાં પાછળથી એક રોજો પણ બાંધવામાં આવ્યો

"મિયાં લાલનું માથું જોઇ અકબર ખુશ થઇ ગયો, અને એણે એ માથું એક સોનાના થાળમાં મૂકી ફકીરોને બોલાવી હુકમ કર્યો કે સોનાના થાળમાં મૂકેલા આ માથાને દિલ્હીમાં ફેરવી દુકાનેદુકાનેથી એકએક રૂપિયો ઉઘરાવજો. ફકીરોએ તો રૂપિયો ઉઘરાવવા માંડ્યો તેવામાં એ માથું પાછું મેળવવા માટે માંડવેથી ભાટો દિલ્હી ગયા હતા. તેમણે બીજા બધા ઉપાય કરી જોતાં જ્યારે માથું પાછું ન જ મળ્યું, ત્યારે તેઓ અકબર પાસે ગયા ને કહ્યું : 'જ્યારે મિયાં લાલનું માથું દિલ્હી શહેરમાં આપના બેઠાં દુકાનદીઠ રૂપિયો લે છે, ત્યારે જો લાલ જીવતો હોત તો શું કરત ?' આનો મર્મ અકબર સમજી ગયો એણે ફકીરને પાછો બોલાવ્યો ફકીર તેર દુકાનેથી રૂપિયોરૂપિયો

ઉઘરાવી ચૂક્યો હતો. અકબરે લાલનું માથું દિલ્હીમાં દફનાવ્યું ને તેના પર રોજો બંધાવ્યો. એમ કહેવાય છે કે તે વખતથી અકબરે હુકમ કર્યો કે હવે જ્યાં કિલ્લા થાય ત્યાં લાલમિયાંનું નામ રાખવા માટે એક દરવાજાનું નામ લાલ દરવાજો રાખવું ”

આમ આ પ્રદેશનાં પરાક્રમોની વાતો માઝમને મોઢેથી સાંભળી એ યુવકના હૃદયમાં પણ શૌર્ય પ્રગટે છે, નિરાશાને એ ખંખેરી નાખે છે, ને માઝમ ને વાત્રકને એ સંગમ-સ્થાનેથી એ નવી પ્રેરણા મેળવી ફરી પાછો લડતના ધમસાણમાં કૂદી પડે છે

સ્વરાજ મળી ગયા પછી પણ માઝમે આપેલો એક અકીકનો પથ્થર એ જ્યારે જ્યારે જુવે છે ત્યારે એને માઝમ ફરીથી જોવાનું મન થઇ આવે છે........



૧૧ ·

# વિદ્યુલ્લેખા વાત્રક

"इन्द्रो या वज्री वृषभोरराद ता आपो देवीरिहमामवन्तु ।"

' ઇન્દ્રના વીરકર્મોને હું વર્ણવું છું—જે વજ્રધારીએ પ્રથમ કર્યાં.
અહિને હણ્યો, પાણી તોડ્યાં, પર્વતોના વહેળો ફોડ્યા

"પર્વતમા આશ્રય કરતા અહિને હણ્યો, ત્વષ્ટાએ એને માટે સુસવાટ કરતું વજ્ર તૈયાર કર્યું, ભાભરતી ગાયોની જેમ ઝરતા પાણી એકદમ સમુદ્ર તરફ દોડયા.

"ઇદ્રે, વધ કરે એવા મોટ વજ્રથી વૃત્રને, વૃત્રતરને ખભા તૂટી જાય એમ હણ્યો કુહાડા વડે તોડી પાડેલા સ્કધોની જેમ અહિ પૃથ્વી પર પડયો

"વૃત્રની માતા હાથ નીચા કરી રહી, ઇદ્રે એની નીચે હથિયાર ફેકયુ ઉપર જનેતા ને નીચે પુત્ર હતો. પોતાના વાછરડા સાથે જેમ ગાય સૂએ તેમ (એ) દાનવી સૂતી

"ન થોભતા, ન નિવેશ કરતા પાણીની વચ્ચે શરીર ઢકાઈ ગયુ વૃત્રના નામરહિત શરીર ઉપર પાણી ફરી વળ્યુ, અને ઇદ્રશત્રુ દીર્ઘ અધકારમા સૂતો

"પાણી વડે રોકાયેલી ગાયોની જેમ રોકાયેલા પાણી દાસપતિ-

વાળાં અને અહિથી ગ્રસાયેલાં હતાં. પાણીની અખોલ જે બંધ હતી તે વૃત્રને મારી ઉઘાડી નાખી.

× × ×

"આને ન વિદ્યુત રોકી શકી, ન ગર્જના રોકી શકી. જે વૃષ્ટિ કરી અને જે કડાકા કર્યા (તે પણ તેને ન રોકી શક્યાં) જ્યારે ઇંદ્ર અને અહિ લડ્યા ત્યારે ઇંદ્ર બીજી માયાઓથી પણ જીતી નીકળ્યો..."

ઇંદ્રે વૃત્રને હણ્યો ને એ સર્પથી રૂંધાઇ ગયેલાં પાણી નદીઓ રૂપે વહેતાં થયાં વૃત્રને હણતી વખતે ઇંદ્રના વજ્રમાંથી જે વિદ્યુલ્લેખા ઝરી હશે એમાંથી જ આ વૃત્રઘ્ની–વાત્રકનું શરીર ઘડાયું હશે! એનું વૃત્રઘ્ની નામ એવી જ રીતે પડ્યું હોવું જોઇએ

ડુંગરપુર રાજ્યના ભીંડા ને પાલ્લા પાસે વૃત્ર જેવા ત્રણ પહાડોને ભેદી જે પાણી મોકળાં થાય છે તેમાંથી વાત્રક વહેવા માંડે છે. ભીંડા ને પાલ્લા આગળની વાત્રકની પાતળી પટી કાળાં વાદળોમાં ચમકતી વિદ્યુલ્લેખા જેવી જ લાગે છે. એ બધો વાગડ પાલ છે આપણા મહાગુજરાતમાં ત્રણ વાગડ છેઃ એક તો ઝાલોદ–સૂંથથી માંડી ડુંગરપુર રાજ્યની દક્ષિણ ને પશ્ચિમ હદ સુધીનો, બીજો ચુંવાળની નીચેનો, ને ત્રીજો કચ્છનો. હિંદમાં ચોથો વાગડ બિકાનેર રાજ્યમાં છે. વાગડ એટલે વગડો ડુંગરપુર રાજ્યના આ વગડાઉ પ્રદેશમાં ભીલોની વસ્તી બહુ જ મોટા પ્રમાણમાં છે. તેમની ભાષા વાગડિયા કહેવાય છે. એ વાગડના સેમ્સ-ળિયા સુધી તો વાત્રક શુદ્ધ વાગડિયા ભાષા બોલે ને પહેરવેશ પણ ત્યાંનો જ ધારણ કરે છે, ડુંગરો ને જંગલો

માં જ ભમે છે. પછી પીઠ–ધંબોળાથી એ કંઈક બોબડી–તોતડી ગુજરાતી બોલી બોલવા માંડે છે

આ સીધાસાદા વાગડ શબ્દને પંડિતોએ કંઈક દોઢડાહ્યા થઈ 'વાગ્વર', 'વૈયાગડ', 'વાગર', 'વાર્ગટ'—એવાં સંસ્કૃત રૂપાંતર કર્યાં છે; પ્રાકૃત ભાષામાં 'બગ્ગડ' કર્યું છે. એમ એ બિચારા વાગડ શબ્દને બગાડી મૂક્યો છે.

આ વાગડની પ્રાચીન રાજધાની વડોદરા–બડોદા હતું. સંસ્કૃત શિલાલેખોમા એને 'વટપદ્રક' કહ્યું છે. અને ગુજરાતના વટપદ્રકથી એને ભિન્ન ગણાવવા માટે 'વાગડ વટપદ્રક' એમ એકત્રિત લખ્યું હોય છે વાગડની પ્રાચીન સંસ્કૃતિ આ વરોદગાએ સાચવી રાખી છે.... વાગડમાં સિસોદિયાઓનું રાજ્ય થયું તે પહેલા પરમારો પાસે તે હતું, અને તેમનીયે પહેલાં તો મૌર્ય, કુશાન, ક્ષત્રપો, ગુપ્તો, હૂણો, બૈસવંશીઓ ને પ્રતિહારોએ વાગડ ઉપર રાજ્ય કરેલું. ઇ. સ. ૧૩૫૮ માં સિસોદિયા ડુંગરસિંહે ડુંગરપુર વસાવ્યું અને વડોદરા રાજ્યની રાજધાની મટી આ નવું શહેર રાજનગર બન્યું, ને વાગડિયા વાત્રક ત્યાર પછી ડુંગરપુરિયા વાત્રક બની. વાગડ ને ગુજરાતને મીઠો સંબંધ રહ્યો છે ને ઝઘડાઓ ચાલ્યા છે. પરંતુ તે બધામાંયે વાત્રક તો સદાકાળ મીઠાશ જ લેતી આવી છે

એનાં પાણી ભીલો પીએ છે, રજપૂતો પીએ છે, અને ચિત્તા, વાઘ, વરુ, હરણાં પીએ છે, દિવસે ઢોર, ઘોડાં ને ઘેટાં બકરાં પીએ છે, ને જે પીએ છે તે એની શક્તિ મેળવે છે, ડુંગરોને તટાતટ તોડી નાખતી વાત્રકના પગમાં

નુપૂરની ઘૂઘરીઓ જેવા સુંદર કાંકરા રંમતા થઇ ગયા હોય છે.

ડુંગરપુરની સીમા પૂરી થતાં જ એ ગુજરાતના મહીકાંઠામાં પ્રવેશ કરે છે. માલપુર ને મગોડી આગળનો પાડાની પેઠે વચમાં ઊભેલો બે માતાનો ડુંગર એનાં વહેણને ખાળવાનો પ્રયત્ન કરે છે. અને ઘડીભર નદીને એમ થઇ જાય છે કે એના ઘર્ષણમાં ન આવતાં ખાણમાં ખસી જવું, ને પછી એ અન્ય માર્ગે આગળ વધવાનો પ્રયત્ન કરે છે. પરંતુ પોતાની એ ભલાઈ પર ડુંગરને કરડાકીનું અટ્ટહાસ્ય કરતો જોઈ વાત્રક ફરી વિદ્યુલ્લેખાનું રૂપ ધારણ કરે છે, ને ડાયનેમાઈટ કરતાંયે એનાં વધુ ચપળ ને ચેતનવંત પાણી વૃત્ર જેવા એ પહાડને કેડ આગળથી જ કાપી નાખી મોકળાં થઇ જાય છે. ત્રાગું કરવા તત્પર થઈ ગયેલી ચારણિયાણી જેવી એ પ્રચંડ બની જાય છે. આ દૃશ્ય પણ સુંદર બને છે. અહીં ડાબે કાંઠે મગોડી છે ને જમણે કાંઠે માલપુર છે. અહીં સુધી મહી નદીને સમાંતર વહેતી વાત્રક પોતાનો માર્ગ ઉત્તર-પશ્ચિમ તરફ ફંટાવી દે છે. વાગડ તો પાછું રહી જાય છે ને મહીકાંઠામાં પેઠા પછી વાત્રક પોતાની વીજળી લોકોને પૂરજોસમાં આપતી જાય છે. એના કિનારાનો પ્રદેશ વાત્રકકાંઠો કહેવાય છે. વાત્રકનું શરીર ને એનો સ્વભાવ કંઈક મહીને ને કંઈક સાબરમતીને મળતાં છે. એ બે મોટી નદીઓ વચ્ચે વહેનારી નદીઓમાં સૌથી મોટી વાત્રક જ છે. માંડવા પાસે એને માઝમ મળી જાય છે. વાત્રકને પૂર્વ કિનારે ઘોર ઝાડીમાં કેદારેશ્વરનું પ્રાચીન દેવાલય આવેલું છે. યોગસાધના માટે આવાં જ સ્થાનો યોગ્ય થઈ પડે છે. જાબાલિ ઋષિએ અહીં જ સાધના કરેલી.

પાનમમાં જે મહત્ત્વ ઉજ્જરનું છે તેવું જ અહીં કેદારનું ગણી શકાય. નાનકડી ગાંઝરી નદી કેદારેશ્વરની અખંડ તપશ્ચર્યા કરનાર બીજી પાર્વતી જ છે. શિવની પૂજાઅર્ચા સિવાય એ બીજું કંઇ સમજી જ નથી. ગાંઝરી કેદારનાથને પખાળ કરી એ શિવોપાદોદક વાત્રકમાં પધરાવી દે છે.

ત્યાર પછી વાત્રક પુણાદરા પાસે આવે છે ત્યાં આતરસુંબા મહાલની હદમાં ઉત્કંઠેશ્વર મહાદેવનું પુરાતન મંદિર સુંદર ડુંગરી પર આવેલું છે. ત્યાં દર્શન કરવા માટે વાત્રક થંભી જાય છે ને ચોરો ને બહારવટિયોના દેવતાને નમસ્કાર કરતાં કહે છે :

" नमस्ते तस्कराणां ।
च पतये गोतिदायिने । "

એ મહાદેવને ઊંટડિયા મહાદેવ પણ કહે છે. શંકરનું ઉત્કંઠેશ્વરને બદલે ઉત્કંટકેશ્વર નામ પણ બોલાય છે. કદાચ ત્યાં ઉત્કંટાના કાંટાળા છોડવા ઘણા જ થતા હોવાથીયે કોઇએ એ નામ પાડી દીધું હોય એમ કેમ ન બને? પણ લોકો તો એમ ભૂલ્યા ને શંકરદાદાને ઊંટડિયા બનાવી દીધા. અહીં દર શિવરાત્રીએ તથા જન્માષ્ટમીએ મેળો ભરાય છે. અને દર સિંહસ્થને વર્ષે ભાદરવા વદી ૧૪ ને દિવસે ધજા ચડાવવામાં આવે છે કહેવાય છે કે તે ધજા મહાદેવજીની કૃપાથી આકાશમાર્ગે ચાલી આવે છે. પુણાદરા, માંડવા ને ડાભાના ઠાકોરો માર્કંડઋષિના વંશના ને સૂર્યવંશી મકવાણા છે, પરંતુ રજપૂતમાંથી એ ધારાળા થયા ને ધારાળામાંથી મિયાં કેવી રીતે બન્યા તેનો હાસ્યાસ્પદ તેમજ કરુણ ઇતિહાસ છે. અને આજેય તેઓ એક વંશ હિંદુમાં

ને બીજો મુસલમાનમાં રાખી બેઠા છે. તેઓ ધારાળાની છોકરીઓ પરણે છે, ને પોતાની છોકરીઓ બાબી મુસલમાનોને આપે છે આજે માર્કંડઋષિ એ જાણે તો જરૂર ખિન્ન થયા વગર ન રહે ખડાલ આગળ પણ વાત્રકનું સ્વરૂપ સુંદર દેખાય છે અને પવનબાગના ધાબા પર ચડી ચારે બાજુ નજર ફેલાવીએ છીએ ત્યારે ઉત્તરમાંથી આવી દક્ષિણ તરફ ચાલી જતી નદીની બબ્બે ગાઉ ફરતી શોભા આંખોને ઠારી દે છે.

"જીવરામ ભટ નામે ગામ પોળીકું,
ટોલક દ્વિજાતિ બામણોલનું પખું"

જીવરાજ શેઠની મુસાફરીમા જણાવેલું ટોળકિયા બ્રાહ્મણોનું મથક બામણોલ વાત્રકથી બહુ દૂર ન હતું પાદશાહી રાજકર્તાઓને બામણોલમાં ખૂનખાર જામી પડી ને પરિણામે રૈયતને વાત્રકે પોતાને કિનારે જંગલમાં અધ-રવાસે આશ્રય આપ્યો ત્યાં છાપરા બધાયાં ને તે ગામનું નામ અધરવાસ પડી ગયું પછી અધરવાસનું બગડી હળદરવાસ થયું.

"બે શંકરની વચમાં વાત્રક, પૂર્વ દિશાએ વહે છે રે,
અહીં નાહવાથી પુણ્ય ઘણું છે, શાસ્ત્રપુરાણો કહે છે.
વેત્રવતીતીરે"

નાનપણમાં જે કવિની 'નિર્ભાગી નિર્મળા' ગાઈ ગાઈને અમે નાહકનાં આંસુ વહેવડાવતા હતા તે 'મણિકાન્ત'ની વાત્રકને આપેલી ઉપરની પ્રણામાંજલિઓ વાંચી ભક્તિનાં હર્ષાશ્રુ આવ્યા વગર રહેતાં નથી. પણ કવિ જરા ભૂલ્યા છે. વેત્રવતી નામ તો મધ્ય હિંદની બેતવા નદીને બંધબેસતું છે. પુરાણમાં વેત્રવતી નામ છે. વાત્રક નામ વૃત્રઘ્ની પરથી તૈયાર થયું હોવું જોઈએ. હળધરવાસ આગળ નદીને બન્ને કિનારે ને આસપાસના પ્રદેશમાં પણ બ્રાહ્મણોનું જોર ઠીકઠીક જામેલું દેખાય છે.

આ બધો તોફાની મેવાસિયો મુલક જ છે. લૂંટફાટ ને બહારવટાં તો વાત્રકનું વીજળિક પાણી પીતાં જ સહજમાં આવડી જાય છે. ધોળે દિવસે લૂંટો કરનારાઓ વાત્રકનો આશ્રય શોધતા જ ફરે છે. એટલે પછી અમદાવાદનો બાદશાહ ત્યા ઘોડેસવાર પલટણ ગોઠવે છે કંઈક શાંતિ પડતાં ઘોડેસવારની એ પલટણની છાવણી આગળ લોકોની વસ્તી વધી ગામ થાય છે ને વાત્રકતીરે વસેલા એ ગામનું નામ જ ઘોડેસવાર પડે છે ને પછી તે છોલાઈ-ઘડાઈ ઘોડાસર બને છે.

સંધ્યાકાળ હતો પશ્ચિમાકાશે દવ સળગતો હોય એવો લાલ રંગ ધારણ કર્યો હતો. અને એનું પ્રતિબિંબ નીચે નદીમાં પડતું હતું. તેથી વાત્રકની *સાડી લાલચટક જ થઈ* ગઈ હતી. પણ તેને બીચારીને ખબર નહીં કે વસ્તુમાત્રને

રંગ તો સૂર્યમાંથી જ મળે! હું એના પુલની બરાબર મધ્યમાં ઊભો રહી મહમદ બેગડાનો મહેલનાં ખંડિયેરો, અસ્તાચલની લાલીમાં ને વાત્રકનાં વિદ્યુતવેગી પાણીને એકીસાથે જોઇ રહ્યો હતો. તે વખતે મેં વાત્રકને

"સંઝાવંદણ સમએ બાળા દટ્ઠુણ અંબરં રત્તમ્,
હસિયા પુણો વિસન્ના, પુણો હસિયા કવણ કજ્જેણ ?"

ઉપરની બાળાની પેઠે વિષણ્ણ થયેલી જોઈ. આ કોયડાનો ઉકેલ તો પાછો લોકહૃદય ને પ્રકૃતિહૃદય જાણનાર કવિ પોતે જ આપી દે છે.

"સંધ્યાવંદન સમયે આકાશ રક્ત જોઇ બાલા હસી, કારણ કે તેને લાગ્યું કે એ પોતાની લાલ સાડી જેવું થવા માંડ્યું છે, અને પોતાના કસુંબલ વસ્ત્રની શોભા ધારણ કરવાનો પ્રયત્ન કરે છે. પણ એ શોભા તારામાં આવી શકવાની છે? કદી નહીં. પછી થોડી વારમાં આકાશનો રંગ બદલાઇ વધુ રાતો થયો એટલે એને થયું કે હવે તો એ જરૂર મારી કસુંબી સાડીની શોભા હરી લેશે, તેથી એને ખેદ થયો ને દુઃખી થઇ. વળી થોડી વાર પછી સંધ્યાનો રંગ ઝાંખો પડતાં હસી, કારણ કે તેને થયું કે સંધ્યા મારા રક્તવસ્ત્રની શોભા લૂંટી લેવાની તૈયારી કરતી હતી, પરંતુ તે પહેલાં જ તે નિસ્તેજ શોભાવિનાની થઇ ગઇ...."

પણ તે સાથે મેં તો વાત્રકને પણ એટલામાં નિસ્તેજ થતી રક્તવસ્ત્રવિહોણી જોઇ. ગાડીની સિસોટી દૂરથી સાંભળતાં હું સડસડાટ બાજુમાં નીકળી ગયો. અમે ત્રણ જણ હતા. ત્યાંથી મહેમદાવાદ જવાને બદલે વાત્રકને કાંઠેકાંઠે જ

અમે મહમદ બેગડાના મહેલનાં ખંડિયેરો તરફ વળ્યા.

ખંડિયેરોમાં પહોંચતા જ જગ્યા સાફસૂફ કરી બેઠા. આરામ લઇ નાસ્તો કર્યો ને વાત્રકનાં વહેતાં જળ પીધાં. મારા સાથીદારો થાકયાપાકયા બરાબર ઘસઘસાટ ઊંઘી ગયા એટલે હું ઊઠયો અમે અમદાવાદથી તે છેક ગોધરા સુધીની સાયકલયાત્રાએ નીકળ્યા હતા. હું તો પછી મહેલનાં ખંડિયેરો ફરી વળ્યો.

"થયો મહમદ બેગડો છેક મહા મોટો,
બાંધ્યા મસીદ મિનારા; અનેક શેર શણુંગ કોટો;
હતો જબરજસ્ત મહા શૂર મહા મોટો જંગી,
ચડી વહાણે લડી ચકચૂર, કર્યા બહુ ફિરંગી."

હા, હા, એ જ મહેમદાવાદ વસાવનાર, ચાંપાનેર ને જૂનાગઢ જીતનાર, મણુ મણુ અન્ન ખાનાર, સુલતાન મહમદ બેગડો એક કાળ આ મહેલાતમાં રહેતો હશે:

गजैस्तुरंगैः स्वपदातिवृंदैः षट्त्रिंशताराजकुलैश्च सेव्यः।
पिता प्रजानां विजयी विभाति भूपः सुरत्राणमहम्मदावृ॥

"આ દ્રષ્ટાંત પૃથ્વી તણું સ્વામી, મર્યાદા મયરહર, શરણાગત વજ્રપંજર, પરનારીસહોદર, રંઢ શાવણુ, સત્યપ્રતિજ્ઞા હરિશ્ચંદ્ર, ન્યાયિ શ્રીરામ, દાનિ વિક્રમાદિત્ય, કલિકાલ કર્ણ, ધનુર્વેદિ દ્રોણાચાર્ય, પ્રગટ પ્રતાપ, શ્રીમહમ્મદ બાદશાહ." ત્યારે એને ખ્યાલ સરખોયે હશે કે એ જ મહેલમાં આકડા ને ધંતૂરા ઊગી નીકળશે? વરસાદ ને વાત્રક એના મહેલની ઈંટો ખોદી ખોદીને સાફ કરશે? એ વગર છાપરિયો મહેલ ભૂતખાના જેવો ભયંકર લાગ્યો. અવગતિયા થયેલા કોઈ સુલતાન, કોઇ બેગમ કે શાહજાદાનું પ્રેત તો ભરખી

ખાવા ક્યાંકથી ઊભું નહીં થાય એવી દહેશત મને લાગી ને હું વાત્રકને કિનારે આવી બેઠો. એ તો રહેલના મૂળને ઘસાતી ઘસાતી વહી રહી હતી. મારા અને ગુજરાતના આખા ઇતિહાસ પર ઊડતી નજર નાખી લીધી. ગુજરાતી સુલતાનોની એ જાહોજલાલી જોનાર આભના તારા ને વાત્રક સિવાય આજે તો બીજું કોણ વિદ્યમાન છે? અને આજે મારી સાથે વિનાશ પણ તે જ જોઈ રહ્યાં છે! છેવટે આકળવિકળ થયેલા મને વાત્રકમાતાએ મધુરો વીંઝણો નાખવા માંડ્યો. ને હું એના જ ખોળામાં નિદ્રાધીન થઇ ગયો.

સવારના પહોરમાં તો નદી વહેલી વહેલી સ્નાન કરી પીળાં વસ્ત્ર ધારણ કરી પૂર્વાભિમુખે બેસી ઊગતા સૂર્યને અર્ઘ્ય અર્પણ કરી ગાયત્રીમંત્ર ભણી રહી હતી. અમે પણ સ્નાન કરી સૂર્યભગવાનને નમસ્કાર કરી મહેમદાવાદ તરફ સાયકલો મારી મૂકી.

મેં તો બહુ પાછળથી જ જાણ્યું કે પહેરેલાં ચીર વારંવાર બદલવાનું તો વાત્રકને મહેમદાવાદમાં રહેતા, મોંમાંથી અવનવી ચૂંદડીઓ ને નાડાછડી કાઢતા વડાદરા બ્રાહ્મણોએ જ શિખવાડ્યું હતું; ને લાલ રંગનો નેહ પણ એમના મોંમાંથી ચાળીભર આવતા કંકુએ લગાડ્યો હતો.

મિલન જ્યાં પ્રેમનું હોય ત્યાં પહેલું કોણ આવ્યું ને પછી કોણ આવ્યું એ પ્રશ્ન જ નથી ઊઠતો. મળવા, ભેટી પડવા, હૃદયના ઉમળકા ઠાલવી દેવા બન્ને ઉત્સુક હોય છે. દેદરડા આગળ એને મેશ્વો આવી મળે છે. ત્યાર

પછી એ ત્રણે નદીઓ શેઢીની ખબર કાઢતી દાઢતી આગળ વધે છે. ખેડા આગળ શેઢી એમની વાટ જોઈને ઊભી હોય છે ને પછી તો ખેડાની ભાગોળે એ નદીઓનું સ્નેહ-સંમેલન જામે છે. વાત્રકનો દેહ અહીં પુષ્ટ થઈ ગયેલો છે, એ જાજ્વલ્યમાન થઈ ગઈ છે, અને શેઢી આવી મળતાં તો એ ગંડીઘેલી થઈ જાય છે નદીઓનો સંગમ જોઈ મારા જેવો બ્રાહ્મણ પણ ખુશખુશ થઈ જાય એ સ્વાભાવિક છે અને એ સંગમે પ્રાચીન કાળમાં ખેટકનગર વસે છે. એ ગુજરાતના જૂનામા જૂના સ્થાનમાંનું એક છે. ત્યાં ઉત્તરના ઔદિચ્યથી માંડીને તે દક્ષિણના ખેડાવાળ ) બ્રાહ્મણો આવી વસે છે, જૈનો પણ આવે છે, સૌ કોઇ આવે છે, ને મોટું નગર જામે છે; એ મુખ્ય લશ્કરી થાણું પણ બને છે. પછી ખેટકનું ખેડા થાય છે.

ત્યાંથી પછી વાત્રક ખુશ થતી થતી આગળ વધે છે પોતાના પિયર આગળ પાલ્લા છે તેવું જ પાલ્લા ગામ આવતાં એ નામ સાંભળતાં જ એને પિતાના ઘરની યાદ આવે છે. પણ એ જરાયે વિષાદ પામે એ પહેલાં તો તોફાની મેશ્વો બૂમ પાડી ઊઠે છે:

" અલી સખીઓ ! વૌઠા આવી ગયું. "

ને સાબરમતી ને એમાં સમાયેલો હાથમતી ને ખારી તો એમના આવવાની વાટ જોતી જ ઉત્કંઠિત થઈ બેઠી હોય છે; એટલે એમને આવેલી જોતાં જ એ બાજુએ ફંટાઈ જઈ એમને રોકી લઇ એકઓજીને વળગી પડે છે.

વૌઠાને તીર્થસ્થાને આવવા વાત્રકે દોઢસો માઈલનો પંથ ખેડયો છે હર્ષથી બન્ને કાંઠે છલકાતી એ ધન્યતા અનુભવે છે

વિદ્યુલ્લેખા વાત્રકના પાણીનું આચમન કરતાં કરતાં હું જલદેવીને વીનવું છું:

હે દેવી! આપનાં દિવ્ય જલ—જલદેવતા! અમને સૌને શાંતિ, સહાયતા, અને સંરક્ષણ આપનાર હો. એ જળ અમને સૌને માટે શાંતિદાતા અને રોગહર્તા હો, અમને તે શક્તિ અર્પણ કરો.

ॐ शं नो देवीरभिष्टय आपो भवन्तु पीतये।
शं नो रभिस्रवन्तु नः॥ ऋ. १०-९-४

: ૧૧ :

# પલાશવનની શેઢી

વરધરી ને ધામોદની પાછળના ડુંગરમાંથી શેઢી નીકળે છે. અહીં ધામોદમાં કેદાર મહાદેવ ઉપરાંત અમદાવાદથી પારસમણિ લઈને નાસી આવેલા લાલિયા લુહારની જાહોજલાલીનાં દર્શન કરવાનાં પણ મળે છે. લાલિયાનું તો સ્મરણમાત્ર રહ્યું છે ને પારસમણિ કારંટામાં ભાદર નદીમાં લય પામ્યો છે; પરંતુ એક ગરીબ લુહાર પારસમણિ મળવાથી કોટચધીશ કેવી રીતે થયો ને નામના મેળવી, એ વાતની તો ધામોદના કિલ્લાનાં ખંડિયેરો આજે પણ સાક્ષી પૂરી રહ્યાં છે.

શેઢીનું બીજું દર્શન પાલી-સેવાલિયાથી વાડાસિનોર જતાં રસ્તામાં કર્યું છે. ચોમાસામાં તે માર્ગ રોકી લે છે. દિવસો સુધી માણસો કે વાહનોને જવાઆવવા દેતી નથી. વાડાસિનોરના બાબી વંશની જાહોજલાલી ને પતન તેમ જ

આજે મુંબઈની ધૂમ ધસડાઇ આવતી કાળાંબજારોની લક્ષ્મી એણે જોઈ છે. પાલી સુધી તો એમ જ લાગે કે એ હમણાં ક્યાંક મહીને ગળી જ જવાની, પણ એ ડાબે હાથે વળવાને બદલે જમણી બાજુ ફંટાઈ જાય છે. ત્યાંથી એક બાજુ અગાડીના અદ્વિતીય કોતરોની બાજુએથી વંકાઈ જઈ એ હામરા આગળ ધસાઇ ડાકોરને સીમાડે આવીને ઊભી રહે છે રણછોડરાયના દર્શન કરવા જનાર પ્રથમ શેઢીનાં દર્શન કરે છે

ડાકોર એટલે ગુજરાતના હૃદયેશ્વરની રાજધાની. ત્યાં એને તીરે રાજા રણછોડની "ઝેણીઝેણી મોરલીઓ વાગે છે, એનો નાદ ગગનમાં ગાજે છે." ડાકોર નામ ઉચ્ચારતાં કે તેનું સ્મરણ કરતા વાલ્મીકિ ને બોડાણા સ્મૃતિપટ પર ખડા થાય છે. લૂટારા વાલ્મીકિની પેઠે ભયંકર લૂંટો ને ખૂન કરનાર ને શેઢી ને મહીનાં કોતરોમાં ભરાઈ રહેનાર બોડાણો ઈશ્વરનો પરમ ભક્ત થઈ

ઘડીકમાં ગૂંચળું વળતી ને ઘડીકમાં લાંબી લસરક થઈ જતી શેઢી છેક શરૂઆતથી જ ખાખરાનાં વનમાં રમતી-ઘૂમતી ચાલી આવે છે; ખેડા જિલ્લાનો આ ભાગ ને આખો પંચમહાલ ખાખરાના વનથી જ ખડકાયેલો છે. વસંતમાં ખાખરાની અને ચોમાસામાં કડા કે સાગની શોભા ખૂબ જ ખીલી નીકળે છે. કેસૂડાં એ વસંતનાં છડીદાર છે. જંગલમાં કેસૂડાં ખીલવા માંડયાં એટલે વસંતની શરૂઆત થઈ ગઈ એમ સમજવું. પણ વસંતનો એવો ભભકભર્યો કેસરિયો રંગ સર્વોચ્ચ ત્યાગ માગે, એટલે ખાખરો કેસૂડાં ફૂટતાં પહેલાં પોતાનું સર્વસ્વ ત્યાગી દે છે. એકાદું રહ્યુંસહ્યું પાનેય ખરી પડે છે. હું આ પલાશવનની જ સંસ્કૃતિનો રહેવાસી છું. અનેક બટુકોને પલાશદંડ ધારણ કરતા જોયા છે. પલાશની સમિધો હોમી છે, પલાશનાં પાંદડાં એકઠાં કરવા માટે જંગલોમાં રખડયા છીએ, ઠૂંખોની ગાદી બનાવી ફેરવી છે; અને ઘણી વાર થયું છે કે, પતરાળી તો ખાખરાના પાનની જ સર્વશ્રેષ્ઠ થઈ શકે એમ સૌથી પહેલું શોધી કાઢનારે વનસ્પતિસૃષ્ટિના—પતરાળી બનાવી શકાય એવાં બધાં જ પાનના અખતરા જરૂર કરી જ જોયા હશે.

કેસૂડાંને 'દવ'—'Flame of the forest'—કહ્યાં છે.

> ધીકેલ વહ્નિ સરખે કુસુમે નમેલાં,
> કંપાયમાન પવને વન કેસૂડીનાં,
> શોભે વસંત સમયે ધરણી સુરાતી,
> રાતે પટે નવવધૂ સરખી જ માતી.
>
> —(ઋતુસંહાર)

શિશિર ઋતુ પૂરી થઇ ગઇ છે ને રામ, લક્ષ્મણ ને જાનકી વનમાં ચાલ્યાં જાય છે, તે વખતે રામ સીતામાતાને કેસૂડાંની શોભા બતાવતા કહે છે:

"आदीप्तानिव वैदेहि सर्वतः पुष्पितान्नगान्।
स्वैः पुष्पैः किंशुकान् पश्य मालिनः शिशिरात्यये॥"*

આવા પલાશવનમાં સ્વૈરવિહાર કરતી સેઢિકા-સેઢી ડાકોરથી ઉમરેઠ જવાને બદલે જરાક જમણી બાજુ કતરાઇ જાય છે. ઉમરેઠ એટલે ખેડાવાળ બ્રાહ્મણોનું મોટું મથક. ગુજરાતના ઔદિચ્ય વગેરે પંચગૌડ બ્રાહ્મણો ઉત્તરમાંથી આવ્યા. ખેડાવાળો દક્ષિણમાં શ્રીરંગપટ્ટણથી આવ્યા. એ ખેડા કે ખેડબ્રહ્મા પરથી ખેડાવાળ થયા એની ચર્ચામાં ઊતરવાની આપણને ઝાઝી નિસબત નથી. પરંતુ ગુજરાતની આ એક ખડતલ કોમ છે, એમ તો શેઢી પણ કહે છે

થામણાને જાણીતું કર્યું શ્રી. બબલભાઇએ. એ માસરાથી થામણા આવ્યા ત્યાર પછી 'બબલભાઇનું થામણા' એમ એ ઓળખીતું થયું. પણ શેઢી નદીને કિનારે એ જ થામણામાં સિદ્ધ નાગાર્જુને પારદની રસસિદ્ધિ કરી એ વાત જ્યારે ઇતિહાસની તવારીખે મને પહેલવહેલી કહી, ત્યારે મારું દિલ હર્ષથી પુલકિત થઇ ઊઠ્યું. રસાયનશાસ્ત્રના પ્રણેતા નાગાર્જુન ઇશુના દશમા સૈકામાં ગુજરાતમાં જ થઈ ગયો અને તેણે સહસ્રવેધી પારદની સિદ્ધિ બબલભાઇના થામણા ગામમાં કરી, એ વાત સમસ્ત ગુજરાતને ગૌરવપ્રદ છે.

---

* હે સીતા! વસંત બેસી ગઇ છે ને ચોગરદમ પર્વતો પુષ્પોથી આચ્છાદિત થઇ ગયા છે. અને ખીલેલાં કેસૂડાંથી એ પર્વતો પર દવ સળગ્યો હોય એમ લાગે છે.

" સોવન રસ સાધઇ જિહાં,
રસતિહાં સીધુ સુયશ લીધું
નદી સેઢી નઇ તટઇગ"

એ બ્રાહ્મણ હતો, પાદલિપ્તાચાર્ય પાસેથી ગગનવિહારી વિદ્યા શીખવા એ જૈન થયો. શેઢી નદીને કિનારે પલાશવનનાં ઝાંખરાંમાં પડી રહેલી અને રાજા રણછોડની મૂર્તિની પેઠે દ્વારકાંથી જ આવેલી, સ્તંભનક પાર્શ્વનાથની મૂર્તિની સાન્નિધ્યમાં, મરણનું મરમ શોધવા નીકળેલા એ નાગાર્જુને જે સિદ્ધિ પ્રાપ્ત કરી, તેણે એને ઇતિહાસને ચોપડે તો અજરામર નામ આપ્યું જ.

એ બધું બન્યું ત્યારપછી બારમા કે તેરમા સૈકામાં અભયદેવસૂરિને પતનો રોગ થયેલો, એ આ જ સ્તંભનક પાર્શ્વનાથની પૂજાઅર્ચા કરવાથી મટી ગયેલો. અને અભયદેવસૂરિએ ત્યાં જ 'જયહુનિયણ' સ્તોત્ર રચેલું' એ 'સ્તવનાવલિ તો શેઢી આજે પણ કોઇક કોઇક વાર રાત્રિના એકાતમાં ગાતી સંભળાય છે. અભયદેવસૂરિની તપસ્યા પૂરી થઈ ને ચામણા વસ્યું: વાચક કુશલલાભ કહે છે:

" તામ દેવી કહઈ નદીય સેઢી વહઇ,
તિણુ તટિ તટિ વૃક્ષ ખાખર તલઇ એ;
તિહાં તુમે જાઇવું સ્તવન કરિવું નવું,
પ્રગટ થાસ્યઇ પ્રભુ થ ભણઉ એ,
તેહનઈ સ્નાત્રજલિ રોગ સવિ જાઈ ટલિ,
કહીય ઈમ ગહીય સાસણસૂરિએ,
સંઘ સઘલુ મિલી-તિહાં જાઈ મન રલી,
નામ ધરણેન્દ્ર ધ્યાનઇ ધરીએ"

અને પછી ?

તિણ કરી જયતિહુયણ બત્રીસી, પાસી પ્રગટયા તતખિણઈ
તસુ સ્નાત્રનીરઈ સુખસરીરઈ, ધન્ય ધન્ય સહુ ભણઈ;
તિહિં થાન થાપ્યું સુજસ વ્યાપ્યું, થયો પરતો અતિ ઘણઉ,
તેહનઈ નામઈ તેણઈ ઠામઈ, ગામ થાપ્યું થંભણુ.

વિજ્ઞાનના પ્રયોગો માટે જેમ અર્કનલિકા તૈયાર કરવામાં આવે છે, એમ આવા મહાન પ્રયોગો જેને કિનારે થવા સર્જાયેલા છે એ શેઢી આ ધામણ્ણ આગળ અર્કનલિકા જેવી બને છે. પછી એ સાક્ષરનગરી નડિયાદ બાજુએ જાય છે. પણ ગામથી છેટે જ વહી પાત્રકને શોધતીશોધતી આગળ વધે છે. આટલે સુધી તો એને અલીણા-મહીસા આગળથી ચાલી આવેલી લૂણી કોટ આગળ મળી હોય છે. અને વરાંસી ને મહોર કપડવણજ આગળ એક થઈ વહી આવતી વીણા પાસે બનૈયાના નાકા આગળ શેઢીને મળી ગઈ હોય છે.

વિજ્ઞાન, કેળવણી ને સાહિત્યના પ્રયોગો કર્યા પછી એને જાણે થાક લાગ્યો છે. કેદારનાથનું પાણી એણે સોએક માઇલ પાયું છે. એ મેદાનોની હવા ખાતી ખાતી ચરોતરના અવનવા રંગ નિહાળતી ખેડા આગળ દૂરથી વાત્રકને જોઈ જતાં જ અધીરી થઈ જાય છે. ને ખેડા પાસે એ બે બહેનો પુષ્પોના ગજરાથી ને શંખલાંનાં કંકણથી સુશોભિત હાથ એકબીજીની ગ્રીવામાં ભરવી દે છે. ઘડીભર ત્યાં જ થંભી જાય છે, ને પછી આનંદથી મસ્ત થતી, ડોલતી, એકત્વ અનુભવતી વૌઠાનો મેળો જોવા આગળ દોડી જાય છે.

# વૌઠાનો મેળો

## [ સાત સખીઓનું મિલન ]

મેળો કોનો? લોકોનો કે નદીઓનો? વૌઠામાં તો પહેલો નદીઓનો ને પછી લોકોનો. નદીઓનો એ મેળો જોવા માટે દર કાર્તકી પૂનમે ચરોતર ને ભાલના હજારો લોકોનો મેળો ભરાય છે. એક બાજુ વાત્રક પોતાની સખીઓને લઈ ચાલી આવે છે. ને બીજી તરફ સાબરમતી હાથમતી ને ખારીને પોતાનામાં સમાવતી ચાલી આવે છે. અને એક જ શેરીમાંથી નીકળેલી એ બધી સખીઓ વૌઠા આગળ ભેટી પડે છે. એ સ્થાને એમનો હર્ષ માતો નથી; એ ફેરફૂદડી ફરે છે, વીતકવાતો કરે છે, શું જોયું ને શું માણ્યું તે પણ કહે છે, રાત્રે ગરબા ગાય છે ને વદની પ્રતિપદા થતાં તે સ્થાન છોડી સાબરમતીમાં વિલીન થઈ સમુદ્ર તરફ ચાલી જાય છે. આવે સ્થાને પછી દર વર્ષે દેવદિવાળીને દિવસે સાત સખીઓનું આ મધુર મિલન જોવા હજારો લોકોનું પણ મિલન થાય છે.

કાંરતક સુદ બારસની ચાંદની રાત છે. મારી એક બાજુ શેખાવટીના મારા સહાધ્યાયી ઝુણઝુણવાળા ને બીજી બાજુ વસંતરાવ હેગિષ્ટે ચાલી રહ્યા છે. એક હરોળમાં ચાલતા અમે ત્રણે મહેલો નગીનદાસ પારેખના હરણપગોની હરીફાઈ કરી શકતા નથી. અમારી ટોળીના બીજા નગીનદાસ અમારી પાછળ નેમચંદ ને મનોહરનો ત્રિવેણીસંગમ બનાવી વહી રહ્યા છે. પણ એવી ચાંદની રાતે અમે ક્યાં જઈ રહ્યા

છીએ ? વૌઠાના મેળામાં—સ્વયંસેવક થવા. આગળપાછળ તો મારા કેટલાયે સહાધ્યાયીઓ અને અધ્યાપકો ચાલી રહ્યા છે ચાંદનીની પેઠે ઠંડી પણ ખીલવા માંડી છે. પણ એ ઠંડી શરદની છે એટલે મીઠી લાગે છે. ડાહ્યાભાઈ પટેલના બોલાવ્યા અમે વિદ્યાપીઠમાંથી ચાલી નીકળ્યા છીએ. અમારા સરદાર છે શ્યામલાલ ભગવતી.

ધોળકાથી વૌઠા સુધીનો ભાલનો પ્રદેશ આમ ચાંદની રાતે મસ્તીતોફાનમા સડસડાટ પસાર કરી અમે મધરાતે રેતીના એક મોટા પટમાં આવીને ઊભા રહીએ છીએ. રેતીની મોટી પથારી. એના પર પાથરેલી ચાંદનીની સફેદ ચાદર, એના પર ઊભેલી રાવટીઓ ને અનેક ઠેકાણે બળતાં તાપણાં, ઊંચે આભમાં બટમોગરાના ફૂલ જેવો ચંદ્ર ને કંઇક છૂટીછવાઈ વેરાયેલી પારિજાતકનાં ફૂલ જેવી તારિકાઓ ! મને તો આશા હતી કે જઇશું એવા જ નદીને કિનારે ઊભા રહીશું, મોટું વાંધું આવશે; ઊતર્યા, એટલે પાણી હશે, સામેથી કોઇ નદી આવતી હશે. ૧૯૨૧ માં જેમ એલિસબ્રીજ

આગળની સાબરમતીમાં છાતીબૂડ પાણીમા મારે હાથે ઓચિંતા હડસેલાઇ જઇ ડૂબી ગયેલા અને ગુણગુણવાળા આગળ ઊભા ન હોત ને તેમણે એમને ખેંચી કાઢયા ન હોત તો આ સંગમસ્થાને આજે અમારો સંગમ થયેલો ન હોત એટલે સહેજે મારાથી એમને એ પ્રશ્ન પુછાઇ ગયો

'પેલુ દેખાય, સામેથી આવતી બીજી નદી પણ દેખાય છે"

મારાથી હાથની અંજલિ સહેજે જોડાઈ ગઈ અને અમે અમારા તબૂમા પેઠા એ તબૂમા રાતે પણ સળવળાટ ચાલુ જ હતો રાતે ચોકી કરનાર સ્વયંસેવકોની ટુકડીઓની અવરજવર થઈ રહી હતી નદીઓની જેમ સદા જાગરૂક ને માગમ જેવા માયાળુ ભાલના અનન્ય સેવક ડાહ્યાભાઇની સૌમ્ય મૂર્તિ ને મેશ્વો નદી જેવા, તોફાની આંખો ને અણીદાર નાકવાળા પંડયાજીનો સંગમ આ તબૂમા થયેલો જોયો ને તે રાતે તો અમે ઊંઘી ગયા.

સવારે ઊઠયા ત્યારથી જ અમારી કામગીરી શરૂ થઈ ગઇ મેળામા હજુ લોકોની જોઈએ એવી ઠઠ તો નહોતી જમી પરંતુ જેટલી જામી હતી તેટલા ઉપરથીયે મહાસભાના નાના અધિવેશનનો ખ્યાલ આવે વળી એક બાજુ મેળાની વ્યવસ્થા કરવા માટે મહાસભાનું થાણું અને બીજી બાજુ સરકારી થાણુ—બેનો કયાય મેળ ન ખાય એવુ આ તો રહ્યો મેળો યાત્રીઓ આવે ને આવી મોટી ભીડમા પોતાના કાર્યની સિદ્ધિ કરવા માટે ચોર, જુગારી, લફંગા સૌ આવે. વળી આ તો ખેડા જિલ્લાનુ ને ભાલનું સંગમસ્થાન અથવા એમ પણ કહી શકાય કે ગુજરાત ને કાઠિ-

ચાવાડનું સંગમસ્થાન. એક બાજુથી ચ્યોં ને ચ્યમ સંભળાય તો બીજી બાજુથી 'ઇ' ને 'અટાહ્યે' સંભળાય. આવે સંગમસ્થાને લોકો મળે ત્યારે તેમના બે પ્રવાહો સામસામા અથડાયા વગર અને ઘુઘવાટ ને તોફાન કર્યા વગર રહે જ નહીં. પરંતુ ખેડા જિલ્લાના ગુરુ પંડ્યાજી ને ભાલના ગુરુ ડાહ્યાભાઇ હાજર એટલે પોલીસખાતું પણ સમજી ગયેલું કે મેળાની ચાવી આ બેના જ હાથમાં છે. એ બન્ને સરકારને ઉખેડી નાખવા યત્ન કરતા બળવાખોરો હતા, ને અમે એ બન્ને તોફાનીઓના સ્વયંસેવકો બન્યા.

સવારમાંયે ઠંડીનો ચમકારો તો હતો જ. પરંતુ એટલી વારમાં તો લોકોનાં ટોળેટોળાં ઊભરાવા લાગ્યાં ને સામે કિનારે ને આકાશમાં બીજું શું દેખાવા માંડ્યું?

"What is this tempest
This rumbling of drums?
These yellow stripes of the tiger
Through the dark green leaves!
It is only the sun
Walking along the river bank.
Can you not hear the pad pad of the sunbeams
Through the trees!
And the noiseless hurry of the water?

---

* આ તોફાન શાનું છે? આ દુંદુભિના ગડગડાટ શાના છે? ગાઢ લીલા પાંદડામા આ વાઘના પીળા ચટાપટા કેવા?

એ તો કેવળ સૂર્ય નદીકિનારે ચાલ્યો જાય છે. વૃક્ષરાજિમા થઈને આવતાં સૂર્યનાં કિરણોનો પદરવ તમને નથી સંભળાતો? અને નદીના જળની નીરવ ઉતાવળ તમે નથી સાંભળતા?

આમ સામે પૂર્વાકાશમાં સાત ઘોડાના રથ પર બેસી સૂર્યનારાયણ પણ સાબરમતીને કિનારે ફરવા લાગ્યા ને એમનાં કિરણો વૃક્ષોનાં પાંદડાંમાં થઈ સર્વત્ર પ્રકાશ છાંટવા લાગ્યાં—ગુલાલ છંટાતો હોય એમ !

નવાં ગાડાં ભરાઈ ભરાઈને ચરોતર ને ભાલમાંથી આવવા લાગ્યાં. નદીએ ઓઢેલી સફેદ પછેડી તો એણે ક્યારનીયે ઉતારી નાખી હતી, ને હવે એણે રક્ત સાડી પહેરી લીધી. પાણી પાસે ઊભા ઊભા આ અવર્ણનીય દૃશ્ય અમે નિહાળી રહ્યા હતા ઘોડે દૂરથી કતરાઈને આવતી સાબરમતીનાં જલ આનંદમાં આવી ગયાં હતાં, એની સાથેની હાથમતી ને હવે મીઠી બની ગયેલી ખારીનો હર્ષ તો માતો નહોતો. વાત્રક સામેની પૂર્વ દિશામાંથી આવી, બે હાથની અંજલિ જોડી, ઘડીભર થંભી જઈ સાબરમતીને ભેટી પડતી હતી આ દૃશ્ય જોતાજોતા અમે તો બેસી જ રહ્યા.... કેટલું સુંદર એ સાત સખીઓનું મિલન !

મેવાડ ને ડુંગરપુરની પર્વતમાળામાંથી નીકળેલી મેશ્વો, માજમ, વાત્રક ને શેઢી પહેલાં તો છૂટીછૂટી વહેતી આખા મહીકાંઠાને પાણી પાતી ખેડા પાસે કેવળ વાત્રક બનીને ચાલી આવે છે. સાબરમતી ને મહીના પ્રવાહો વચ્ચે વહેતી વાત્રક ને શેઢીનો માર્ગ તો એવી રીતે અંકાઈ જતો લાગે છે કે વહેલીમોડી ક્યાંક એ મહીને જ મળી જશે એમ ચોક્કસ લાગ્યા વગર રહેતું નથી. એ બે નદી શરૂઆતમાં મહીની ખૂબ જ પાસે આવી ગયેલી છે.

પરંતુ એમ બને શેનું ? એ બધી નદીઓનું વેર તો વેરથી સંતલસ કરીને નીકળેલું છે. વાત્રક સાથે આવનાર

ટોળી પોતાના ફૂળિયાની ખારી ને હાથમતીને જમણી બાજુએ વાળી દઇ અંબાભવાનીનાં દર્શન કરી આવતી સાબરને, પોતાની મંત્રણાનો હેવાલ કહેવા મોકલી દે છેઃ "વૌઠાનો મેળો જોવા જવું છે ફૂળિયામાંથી એકસામટાં નીકળીશું તો ઘરનાં ને શેરીનાં સૌ જાણી જશે. માટે સાબર ને હાથમતી કોટયર્ક આગળ આ વાત સંભળાવીને ખારી બે ટોળીઓ વચ્ચે થઈ વહેતી વહેતી રડુ આગળ સાબરમતીને મળી જાય, અને અમે ચાર આમતેમ ગલીકૂંચીઓમાંથી નીકળીએ છીએ. ગમેતેમ થાય પણ અચૂક સૌએ મળવું તો વૌઠામાં જ" પછી તો સુદર સુંદર કપડાં ને અલંકાર પહેરીને એ સૌ નીકળી પડે છે. શામળાજીનો મેળો જોઇ મેશ્વો ઘડીભર એમ જ માની લે છે કે આ તો વૌઠાનો મેળો નહી? એ તો પોતાની બહેનપણીઓની ત્યાં વાટ જુએ છે પણ કોઈ દેખાતું નથી. શામળાજીની રમણીય પહાડી આગળ રોકાઇ જવાનું એને મન થઈ આવે છે, પણ "વૌઠાનો મેળો જોવા જવાનો તે?" એટલે એ વાત સાંભરી આવતાં, ગોઠિયણોનું સ્મરણ થતાં, એ પહાડ છોડી ખુલ્લામાં નીકળી આવે છે આ તોફાની નદી છેવટે ખેડાથી થોડી ઉપર દેદરડા આગળ વાત્રકને મળી જાય છે. માઝમ માંડવા પાસે વાત્રકને મળી જાય છે ને ત્યાં પાસે જ ઉત્કંટકેશ્વરનો મેળો જોઈ વાત્રકની આંગળીએ વળગી આગળ વધે છે. ને શેઢી તો વાડાસિનોર, ઠાસરા, ડાકોર, નડિયાદ એમ મોટાં શહેરો આગળ ને પલાશવનમા વહેતી વહેતી છેવટે ખેડા આગળ વાત્રકને મળે છે. મહી પોતાની ઘસની પાસે પાસે વહી જતી શેઢીને દૂરથી બૂમ પાડે છે, પણ શેઢી એ બાજુ વળતી જ

નથી. ઠાસરા આગળ એ મહીને ગળતીદ્વારા કહેવડાવે છે: "બીજી સખીઓને વાયદો આપ્યો છે, વૌઠાને મેળે મળવું; એટલે એ વચનભંગ શી રીતે થવાય?" એટલે મહી આગ્રહ નથી કરતી ને શેઢી ડાકોર બાજુએ ફંટાઇ જાય છે.

આમ ખેડા આગળ વાત્રક થંભી જાય છે. પાછું વાળીને જરા જોઇ લે છે. પોતાના બે હાથની ત્રણ ત્રણ આંગળીએ વળગેલી ગોઠિયણોની સામે જોઇ કહે છે: "તું અલી, તું અલી, તું અલી! તમે બધાં જ આવી ગયાં ને?" એટલી વારમાં એને ખબર મળે છે કે, "સાબરમતી હાથમતી ને ખારીને લઈ થોડે જ દૂર વાતો કરતી કરતી તમારી વાટ જોઈને બેઠી છે." એટલે પછી વાત્રકનો હર્ષ માતો નથી. એ બીજી બધી નદીઓને લઇ દોટ મૂકે છે, પણ તે આવીને ભેટી પડે એ પહેલાં જ મોટી બહેન સાબરમતી એને છાતી સાથે ચાંપી દે છે.

અને આવું મિલન જોવા લોકો ઊલટ્યા વગર કેમ રહે? અમે તો આ નદીઓને વાતો કરતી સાંભળી રહ્યા હતા, એવામાં પાછળથી વસંતરાવે આવીને ધબ્બો માર્યો. એમની સાથે ગાલોદવાળા અંબાલાલ ને બીજા પણ હતા. આમારું સાત જણનું મિલન જોવા માટે વાત્રકતટની ઝાડીમાંથી ઊંચો આવી સૂર્ય કિનારે ફરવા લાગ્યો. તે વખતે અમે સંગમસ્નાન કરવા માટે નદીમાં ઊતરી પડયા. નદીમાં ઊતરીને પશ્ચિમ બાજુએ જોયું તો અમારી માફક કેટલાંયે સ્ત્રીપુરુષો ને બાળકો સ્નાન કરી રહ્યાં હતાં, સ્નાન કરવા માટેની તૈયારીમાં પાણી પાસે ઊભાં હતાં, ને સામે રેતીમાં રાવટીઓ ને ગાડાંનું ક્ષણિક નગર ઊભું હતું.

તેરસથી લોકો આવવા માંડ્યા. પ્રાચીન કાળમાં સસ-ઋષિઓ પણ ફરતા ફરતા તેરસને દિવસે વૌઠાના સંગમ પર સ્નાન કરવા માટે આવેલા ને ત્રણ દિવસ રહેલા અને પિતૃશ્રાદ્ધ કર્યું હતું અને ત્યારથી વૌઠામાં દેવદિવાળી સુધી શ્રાદ્ધ કરવાથી પિતૃઓ તે પામે છે એમ મનાતું આવ્યું ચૌદશે ભરતી વધતી ગઈ અને પૂનમે તો પૂછવું જ શું? મેળો તો પૂર્ણિમાનો—દેવદિવાળીનો દુકાનો જામી હતી, ચકડોળ અસ્થિર મનના માનવીના વિચારો પેઠે ફરતાં હતાં. હોટેલો ને પાનબીડીઓની હાટડીઓનો તો પાર નહીં. ધારિયા ને લાઠીધારી ધારાળા, ભરવાડ ને ભાલવાસીઓને રાત પડ્યે રખડવાનું બહુ ગમતું રાતનો અમારો પહેરો એટલે લક્ષ્મણનો પહેરો. હું પહેરો ભરતો હતો તે વખતે પાસે જ બેઠેલા એક ચારણે આ વૌઠાનો મેળો કેમ ભરાવા માંડ્યો તે વિષેની દંતકથા કહી આ સંગમસ્થાને આહીર રઘો અને એની ચંદાની પ્રેમક્રીડાઓ પણ જોયેલી:

× × × ×

"પદમણી શોભતી ચંદા રઘાની માનીતી રાણી.
પ્રભાતે ગીઠડું ગોરસ લઈને વેચવા મળતી,
રૂપાળી શોધતી રાધા ગર્વ ગોરી તણાં હરતી."

રઘો ગાયોનાં ધણ લઈ નદીને કાંઠે જતો ને ત્યાં પોતાની વાંસળી વગાડતો. અને ચંદા એ સાંભળી એને ત્યાં મળવા આવતી આમ ગાયોની સેવા કરતે કરતે એ આહીર પતિપત્નીનું જીવન ચાલી જતું હતું. તેવામાં એક દિવસ એવું બન્યું કે ધણમાંથી એક ગાય છૂટી પડી જાય ને એક

ટેકરી આગળ જઈ પાછી આવે રોજ એમ થવા માંડ્યુ ને એ ગાયને તો પછી દૂધ આવે જ નહી એટલે ચંદાને ચિંતા થઇ છેવટે શોધ કરતાં માલૂમ પડ્યું કે પેલી દેવી ટેકરી આગળ આવી ગાય દૂધ ઝરી જતી તેની નીચે ખોદ્યું તો શિવલિંગ નીકળ્યું અને તે જ સિદ્ધનાથ મહાદેવ

"કારતક સુદી દ્વાદશીને દી બનાવ બનીઓ આએ જી,
તેહ દિવસથી વૌઠાનો મેળો સરિતાતીર ભરાએ જી"

એ વાત પૂરી થતાં, વૌઠાનું તોફાની નૂર અમને ચૌદસની રાતે જોવા મળ્યું. ધારાળાઓની એક નાની ટોળીએ થોડી દુકાનો લૂટી, લાઠીઓ લૂટી ને પછી તો તેમનુ પૂર ઊલટ્યું ને તોફાને ચડ્યુ શુ કરશે તે ન કહેવાય! મારી ચોકી એ તોફાનની વચ્ચોવચ હતી મે છાવણીએ ખબર આપ્યા પણ પેલા તોફાની ટોળા વચ્ચે મે પંડ્યાજીને જોયા ત્યારે આશ્ચર્ય થયુ. લોકોના તોફાનને જોઈ એમની આંખોનું નૂર વધતુ દેખાયું—એ કંઈક ચમકી રહી હતી ધારાળાના સેનાનાયકનુ બળવાખોર સ્વરૂપ મને તે દિવસે બહુ જ સ્પષ્ટ દેખાયું છેવટે મે જોયુ કે પોલીસને પણ આ ટોળુ ન બદ્યુ જ્યારે પંડ્યાજીએ એ ટોળાની આખ ધરાયેલી જોઇ ત્યારે એમના એક અણુસારામા સૌ વેરાઈ ગયા આ આખા પ્રસંગ દરમિયાન હુ પંડ્યાજીની બાજુમા જ ચાલી એમના મુખ પરના ભાવ જોઇ રહ્યો હતો, નદીના વાંકાચૂકા પ્રવાહ જેવા એ બદલાઇ રહ્યા હતા

ચૌદશની રાતનું આ વાતાવરણ પૂનમે બદલાઇ ગયું પૂનમે તો છગનલાલ જોષી ને ઈમામસાહેબ અમારી સાથે ફરવા લાગ્યા અને પછી તો સ્ત્રીઓ ને પુરુષોની મંડળીઓ

ઊમટવા લાગી લોકો વૌઠાનાં ગીતો ગાતા નદીના પાણી તરફ ધસી રહ્યા હતા

"સ્નાન કરે સંકટ ટળે હોય ઈશનો અંશ.
સ્મરણ કરે સુખ દે સદા, સ્નાને શુદ્ધિ થાય,
દારુણ પાતક દેહનાં, પ્રૌઢાં દૂર પળાય.
રો રો રોગ મટાડવે, નિરમળ કરવે નેટ,
નીરખી નાહવો નિરમળાં પુનઃ આવે પેટ."

કોઈક શ્રદ્ધાળુ ભક્ત આવું બોલી ડૂબકી મારતો હોય ને ભાલના જુવાનિયામાંથી લાડુનો કોઈ રસિયો.

"અમે જાશું વૌઠાને મેળે નાહવાને,
નાહવાને, લાડુ ખાવાને..........અમે જાશું.

કહે કામની એ કંથ, વૌઠે જવાની ખંત,
કરી ભાડું લાવો ગાડું, વૌઠે જમવા છે લાડુ,
અમે જાશું.

આમ ઉમળકામાં અનેક ગળાં ઉત્સાહ ને ઉમંગમાં આવી જઈ કંઈ કંઈ ગીતો લહેરથી લલકારતાં હતાં. ને એમાં મૃદંગ, કાંસીજોડા, કરતાલ ને કોઈક ઠેકાણે ભુંગળના સૂર પણ પુરાતા હતા.

ઈમામસાહેબ જેવાને પણ ફરવામાં ખૂબ જ આનંદ આવવા લાગ્યો. એ મને લઈ, એક છેડાથી બીજા છેડા સુધી ફરી વળ્યા. એ દશ્યો નિહાળતી એમની ગરદન ને ચશ્માવાળી આંખો એવી ને એવી હજુ પણ મારી સામે તરે છે. નદીના સંગમસ્થાને તો વારંવાર દશ્ય બદલાયા જ

કરતાં હતાં. એ સુંદર દૃશ્ય જોઈ ઈમામસાહેબ મુસલમાન હોવા છતાંયે નાહ્યા વગર ન રહી શક્યા. ખુદ મેળામાં દુકાનો, ચકડોળો, જુવાન સ્ત્રીપુરુષોની બેફામ મસ્તી, ભક્તોનાં ભજનો તેમ જ દારૂડિયાઓનાં તોફાન એમ શુભ-અશુભનો સંગમ થયો હતો. પણ નદીનાં નીર પાસે આવતાં જ વિષમતા શમી જતી ને બધાં પાપને પાણીમાં ઝબોળી દેવાની જ સૌને ભાવના થતી. ઈમામસાહેબની સાથે હું પણ લંગોટ ભીડીને તે ને તે દિવસે ત્રીજી વાર સાબરમતીમાં નાહવા પડ્યો; ને ઠંડીને લીધે થથડતે હોઠે બોલવા લાગ્યો:

महामोहे मग्नो यदि पिबति पानीयममलम्
मनः शुद्धं स्यान्ति जगति जठराग्निप्रबलकृत् ।
सदा यस्यास्तस्यास्स्नपनकरणे नुर्वपुरपि
नमो नित्यं मातः सुमतिफलदे साभ्रमतिके ॥

એ પ્રસંગ જ્યારે જ્યારે યાદ કરું છું ત્યારે ત્યારે બાળક જેવા સરળ, પાણી જેવા નિર્મળ ને આનંદી ઈમામસાહેબ સહેજે યાદ આવે છે. હિંદુ અને મુસ્લિમ એ બે સંસ્કૃતિ સરિતાઓનો સંગમ નિહાળવાની એ પ્રેમાળ આંખોની અભિલાષા અતૃપ્ત જ રહી !

સવારમાં વૃક્ષોની પાછળથી ચાલ્યો આવેલો સૂર્ય આ મેળાનો નિયામક હતો. એણે આખો દિવસ મેળાની બધી લીલા જોઈ લીધી ને એની સવારી પશ્ચિમ ક્ષિતિજની પેલી પાર ઊતરી પડી. લોકો વેરાવા લાગ્યા. અમારે સ્વયંસેવક

---

× સંસારની મોહમાયામાં મગ્ન થઈ ગયેલો મનુષ્ય જેના પવિત્ર જળનું પાન કરવાથી પાવન થાય, મન ઈશ્વરનું ધ્યાન ધરતું થઈ જાય, અને જેના પાણીથી જઠરાગ્નિ પણ પ્રદીપ્ત થઈ જાય, એવી હે સુબુદ્ધિ આપનારી સાબરમતી માતા ! તને હું નિત્ય પ્રણામ કરું છું.

તરીકે જે ફરજ બજાવવાની હતી તે બજાવી ગુણગુણુવાળા ને હું ચાલી આવતી ઠંડીમાં પણ સ્નાન કરવા માટે નીકળ્યા. પૂર્ણિમાની ચાંદની ખીલી નીકળી હતી. દેવદિવાળી હતી. ચંદ્રને પણ આ સંગમ ને મેળો જોઈ આનંદ થતો હતો, ને તેથી અનંત આકાશના સમુદ્રમાં પોતાની નાવડી એ ધીરે-ધીરે હંકારાવી રહ્યો હતો. નદીએ પહોંચ્યા ત્યારે એક અદ્ભુત કાવ્ય જોયું. પડિયામાં દીવા મૂકી લોકો તેને નદીમાં વહેતા મૂકતા હતા અને નદીના એક છેડાથી તે દક્ષિણમાં પાણી દેખાતાં બંધ થતાં હતા ત્યાં સુધી દીવાની એક હારમાળા-દીપાવલી બની હતી. નદીએ જાણે ગલગોટાના હાર ન પહેર્યા હોય! એક બાજુથી નીકળેલો દીવો છેક આગળ જઈ અલોપ થતો કોઈ રસ્તામાં જ ડૂબી જતો કે હોલવાઈ જતો. આ દીપદાનના કાવ્યને જોતાં મારું મન તો ધરાતું જ નહોતું. અમે બન્ને એ જોતાજોતા કિનારે બેસી જ રહ્યા. કંઈ કેટલું બેઠા તેની સુરતા પણ ન રહી. ત્યાં ગુણગુણુ-વાળાના મોંમાંથી શબ્દો નીકળી પડ્યા, "શુક્લ, *देवस्य पश्य काव्यम्।" ને મેં એને પાણીમાં ધક્કો મારીને કહ્યું, "न ममार न जीर्यति।" ને એ ઠંડા પાણીમાં એનો બીચારાનો પિંડ ઝબોળાઈ ગયો. ને એ પછી મને છોડે? એણે મારો હાથ ખેંચી બે ડૂબકીઓ ખવડાવી દીધી. અમારું આ તોફાન જોઈ નદીઓ પણ હસી પડી. પડ્યા પછી અમે એ ઠંડીમાંયે સ્નાન કર્યું. દીપાવલિ તો હજુયે ચાલ્યા જ કરતી હતી પડિયાના દીવા ચાલતા હતા તેની સાથે સાથે પાણીમાં તેમનાં પ્રતિબિંબોની હાર પણ ચાલી

---

* "દેવનું કાવ્ય જુઓ."

"એ મરતું નથી કે જૂનું થતું નથી."

રહી હતી. આ આછાઆછા તેજમાં ચંદ્રમાનું પ્રતિબિંબ પણ રમતું હતું. પાણીની લહર પણ ઊંચીનીચી થતી હતી. એ બધું જોઇ આનંદમસ્ત બનેલા મને આંખોને ફરી એકવાર કહ્યુ:

"देवस्य पश्य काव्यम् ।"

જમ્યા પછી એ પૂર્ણિમાની રાતે અમે ખૂબ જ ફર્યા, ને ચાંદનીનું દૂધ ધરાઈધરાઈ ને પીધું. પણ મધરાત વટી ગયા પછી વદ પ્રતિપદા થઇ! લોકો વેરાવા માંડયા હતા, દુકાનો છૂટવા માંડી હતી, નદીમાં વહેતા દીવા ઠરી ગયા હતા, ચંદ્ર ઝાંખો થઈ ગયો હતો; ને 'ચલો ઘર તરફ' એવી જ વાતો બધે સંભળાતી હતી. સવારે તો બન્ને નદીઓ પણ ચુપચાપ વહી રહી હતી; કંઇક થાકી ગઈ હતી.

મેળો ને સંગમ કેટલો મધુરો છે! મિલન હંમેશાં વિલયન કે વિયોગ માટે જ હોય છે. નદીઓનાં વિલયન થઈ ગયાં; અમે બધા છૂટા પડયા. અને આજે તો ઘણાઘણા દૂરદૂર થઈ ગયા છીએ. ૨૫ દેવદિવાળીઓ ચાલી ગઇ. પંડયાજી ને ઇમામ સાહેબ, વસંતરાવ ને ઝીણાભાઇ સેંડો ફરી કદીયે વૌઠાનો મેળો જોવા આવી શકે એમ નથી. ઝુણઝુણવાળા ને નેમચંદ છૂટા પડયા છે કયારે મળશે તેની ખબર નથી! વૌઠાના મેળાના ક્ષણિક નગર જેવા જગતમાં આમ જ થાય છે. મિલન ક્ષણિક જ છે. માણસ આવે છે જવા માટે; પણ નદી તો કહેતી હશે:

"Man may come and man may go,
But I go on for ever." *

પણ તેનેય બીચારીને પોતાની આયુષ્યમર્યાદાની કયાં ખબર છે!

---

* "માણસ આવે છે ને માણસ જાય છે, પણ હું તો હમેશાં વહ્યા જ કરું છું."

# રાજનદી મહી

"मद्दीपर्णा मद्दीशृगा गंगा पश्चिमवाहिनी ।
नदी राजनदी चेति . . . ॥

જે સ્થાને બેસીને હું આ લખી રહ્યો છું તે જ સ્થાને મહીમાતા ગુજરાતમાં પ્રવેશી રહી છે. ઉનાળાનો બપોરનો સમય છે. મહી નદીના પ્રવાહમાં ખૂબ જ ધરાઈ-ધરાઈને સ્નાન કરી, મધ્યાકાશે આવી જવાની તૈયારી કરતા સૂર્યદેવને અર્ધ્યપ્રદાન કરી, પાણીમાં પ્રતિબિંબિત થયા પછી સૌમ્ય બનીને ઠારતાં સૂર્યકિરણોથી આંખોને ખૂબ રમાડી હમણાં જ હું લખવા બેઠો છું.

સામે શું શું જોઉં છું ? પૂર્વમાં ખુલ્લું આકાશ ને દૂર દૂર વાદળી પર્વતમાળા, બન્ને કિનારાને અડકી જતો પટ, તડબુચ ને સક્કરટેટીના વેલાની પથારી, નદીની વચ્ચે થઈને ચાલી આવતી સાપણ જેવી સડક, ને તે સડક પર ચાલતા મુસાફરો, ઘોડાં, ઘોડેસ્વાર, ઢોર, ઊંટ ને કોઈકવાર

પર્ણોવાળી વેલીઓ, એકદમ કિનારા પર અરે! પડી જવાની જરાયે બીક રાખ્યા વગર છેક ધસ પર લાંબી ડોક કરીને એ વનસ્પતિઓને ખાઈ રહેલાં બકરાં એ ચિત્રમાં કંઈક ઓર ભાત પાડી રહ્યાં છે પશ્ચિમમાં અડધે ભરપૂર પાણી ને અડધામાં ઓકળીઓ પાડેલી નરદમ રેતીવાળા જ પટ; કોઈક ઠેકાણે તાપથી તપેલાં ઢોર પાણી પી રહ્યાં છે, કયાંક માણસ પીતાં કે ભરતાં દેખાય છે, ને સફેદ બાસ્તા જેવા બગલા જલમાં મીનનું ધ્યાન ધરી રહ્યા છે. અને હું બેઠો છું તેની પાછળ? ઉત્તરમાં? રેતીનો પટ, નદીનો જમણો કિનારો, કાનેસરનાં છાપરાં, કિનારે ચડી જતો રસ્તો, એ રસ્તા પર ચડીને જતાં માણસો, વાહનો ને પાણીનાં બેડાં ભરી કિનારો ચડી જતી સોલંકી રજપૂતાણીઓ. અમારા એક રજપૂત મિત્રે નદીની વચ્ચોવચ્ચ બાંધેલી સરાંડીની ઝૂંપડીમાં બેઠેબેઠે આ સુંદર દૃશ્યથી આંખ ઠારી રહ્યો છું, અને એ કાગળ પર ઉતારવાનો પ્રયત્ન કરું છું. એ બધાંમાંયે વચ્ચે થઈને ચાલી જતી સડક મને બહુ જ રળિયામણી ને આકર્ષક લાગે છે. સાથેસાથે આ નાનકડી હોટેલમાં ચા પીવા ને નાસ્તો કરવા આવતા વિવિધ જાતના ને બીજે કયાંય જોવા ન મળે એવા મુસાફરોના ચહેરા ને પહેરવેશ જોઈ, તથા વાતો સાંભળી મને એમ થાય છે કે જો હું ચાર્લ્સ ડિકન્સ જેવો નવલકથાકાર હોત તો એ વાતાવરણ તથા એ બધાં પાત્રોને વાર્તાબદ્ધ કરત. એ સડક કયાંથી આવી કયાં જાય છે? નદીને પૂછીએ છીએ, "માતા, કયાંથી આવ્યાં? કયાં જશો?" નદી ઉત્તર આપે છે, "માળવા ને રાજપૂતાનામાંથી આવી ગુજરાત જાઉં છું." નદીને ઓળંગીને

# રાજનદી મહી

" महीपर्णा महीशृगा गगा पश्चिमवाहिनी ।
नदी राजनदी चेति . . . ॥

જે સ્થાને બેસીને હું આ લખી રહ્યો છું તે જ સ્થાને મહીમાતા ગુજરાતમાં પ્રવેશી રહી છે. ઉનાળાનો બપોરનો સમય છે. મહી નદીના પ્રવાહમાં ખૂબ જ ધરાઈ-ધરાઈને સ્નાન કરી, મધ્યાકાશે આવી જવાની તૈયારી કરતા સૂર્યદેવને અર્ઘ્યપ્રદાન કરી, પાણીમાં પ્રતિબિંબિત થયા પછી સૌમ્ય બનીને ઠારતાં સૂર્યકિરણોથી આંખોને ખૂબ રમાડી હમણાં જ હું લખવા બેઠો છું.

સામે શું શું જોઉં છું ? પૂર્વમાં ખુલ્લું આકાશ ને દૂર દૂર વાદળી પર્વતમાળા, બન્ને કિનારાને અડકી જતો પટ, તડબૂચ ને સક્કરટેટીના વેલાની પથારી, નદીની વચ્ચે થઈને ચાલી આવતી સાપણ જેવી સડક, ને તે સડક પર ચાલતા મુસાફરો, ઘોડાં, ઘોડેસ્વાર, ઢોર, ઊંટ ને કોઈકવાર ખાલી કે માણસોથી ભરેલાં, ને હાંફતાં તેલવાહનો દેખાય છે. દૃષ્ટિને જરાક દક્ષિણ તરફ સેરવી એટલે ઊંચી ભેખડો, એમાંથી ચકિયું કરીને નીકળી આવતો રસ્તો, નાનો સુંદર જાપાની ચિત્રોમાં દોર્યો હોય છે એવો લકડી પુલ, તદ્દન સંકોચાઈ જઈ પાતળો પટ્ટી બની જતો ને પથરાઓ સાથે અથડાઈ સતત મધુરું ગાન ગાતો પાણીનો પ્રવાહ. ભેખડાની માટીને વળગી રહેલાં સુંદર ફૂલો ને વિવિધ લીલાંછમ

પર્ણોવાળી વેલીઓ, એકદમ કિનારા પર અરે! પડી જવાની જરાયે બીક રાખ્યા વગર છેક ઘસ પર લાંબી ડોક કરીને એ વનસ્પતિઓને ખાઈ રહેલા બકરા એ ચિત્રમાં કંઈક ઓર ભાત પાડી રહ્યાં છે પશ્ચિમમાં અડધે ભરપૂર પાણી ને અડધામાં ઓકળીઓ પાડેલી નરદમ રેતીવાળા જ પટ, કોઈક ઠેકાણે તાપથી તપેલાં ઢોર પાણી પી રહ્યાં છે, કયાંક માણસ પીતાં કે ભરતાં દેખાય છે, ને સફેદ બાસ્તા જેવા બગલા જલમા મીનનુ ધ્યાન ધરી રહ્યા છે અને હુ બેઠો છું તેની પાછળ? ઉત્તરમાં? રેતીનો પટ, નદીનો જમણો કિનારો, કાનેસરના છાપરા, કિનારે ચડી જતો રસ્તો, એ રસ્તા પર ચડીને જતાં માણસો, વાહનો ને પાણીનાં બેડાં ભરી કિનારો ચડી જતી સોલકી રજપૂતાણીઓ મારા એક રજપૂત મિત્રે નદીની વચ્ચોવચ બાંધેલી સરાડીની ઝૂ પડીમાં બેઠેબેઠે આ સુદર દૃશ્યથી આખ ઠારી રહ્યો છુ, અને એ કાગળ પર ઉતારવાનો પ્રયત્ન કરુ છું એ બધામાયે વચ્ચે થઈને ચાલી જતી સડક મને બહુ જ ,ળિયામણી ને આકર્ષક લાગે છે માથેસાથે આ નાનકડી હોટેલમા ચા પીવા ને નાસ્તો કરવા આવતા વિવિધ જાતના ને બીજે કયાય જોવા ન મળે એવા મુસાફરોના ચહેરા ને પહેરવેશ જોઈ, તથા વાતો સાંભળી મને એમ થાય છે કે જો હુ ચાર્લ્સ ડિકન્સ જેવો નવલકથાકાર હોત તો એ વાતાવરણ તથા એ બધા પાત્રોને વાર્તાબદ્ધ કરત એ સડક કયાથી આવી કયા જાય છે? નદીને પૂછીએ છીએ, "માતા, કયથી આવ્યા? કયા જશો?" નદી ઉત્તર આપે છે, "માળવા ને રાજપૂતાનામાથી આવી ગુજરાત જાઉ છું." નદીને ઓળગીને

જતી સડક કહે છે, "ગુજરાતથી આવી, વાગડ, પાલ, રાજપૂતાના જાઉં છું;—લુણાવાડાથી આવી ડુંગરપુર જાઉં છું."

પ્રથમ તો મેં લખ્યું, 'રાજપૂતાણી મહી'—બહુ બહુ અવલોકન, અનુભવ ને મનનને અંતે એમ કર્યું.........

પર્વતબાપુ પણ કહે છે કે એ જ નામ બરાબર છે. અહીં સુધી તો મહી અડીખમ માળવા, રાજપૂતાના ને બીજા રાજસ્થાની પ્રદેશમાંથી જ ચાલી આવતી હતી, એટલે એ મથાળુ તો મને સહેજે સ્ફુરી આવ્યું; અને અહીંથી તે છેક કાવી, ને ખંભાત પાસેના સાગરસંગમ સુધી એ રજવાડા ને રાજપૂતોની વસ્તીમાં થઈ ને જ વહેતી હોવાથી ભૂસીભૂસીને મે એ જ નામ કાયમ રાખ્યું. પણ પુરાણમાં એક ઠેકાણે મહીનું વિશેષનામ જ રાજનદી મળી આવતાં હું ખૂબ જ હરખાયો ને મેં લખવાની શરૂઆત કરી:

"રાજનદી મહી"

"તામ્રા, રસ્યા પયોવાહા પિતૃપ્રીતિપ્રદા શુભા।
સસ્યમાલા મહાસિન્ધુર્દાતુર્દાત્રી પૃથુસુતા॥
इन्द्रद्युम्नस्य कन्या च क्षितिजन्मा इरावती।
महीपर्णा महीशृंगा गंगा पश्चिमवाहिनी।
नदी राजनदी चेति नामाष्टादशमालिकम्॥"

અને ઉપરના અઢારે નામો યાદ લાવી મેં ગુજરાતને ઉબરે આવી ઊભાં રહેલાં મહીમાતાને નમસ્કાર કર્યા આ નામોના મહત્ત્વ વિષે મન કંઈક વિચાર કરવા લાગ્યું છે. એવામાં પાણીના માટીના ઘડા ભરી સડક પરથી ચાલી આવતી ત્રણ રાજપૂતાણીઓ અહીં થઈને પસાર થતી જોઈ રહ્યો છું સોલંકીઓનો કીર્તિકાળ ચાલ્યો ગયો હોવા છતાં

આ રાજપૂતાણીઓના ચહેરા, ચાલ ને ચારિત્ર્યમાં એનું એ ગૌરવ સચવાઈ રહ્યુ છે તે કેવી છે? વાઘણ જેવી, લાલ-ચોળ, કાન સુધી આંખોવાળી, ઘૂમટો તાણેલી,—મહીમાતાનાં પાણી પીનારીઓ! ને હું હવે નદી ને નદીના પાણી વહે-નારીઓ પરથી જરાક નજર ખસેડી લખુ છુ:

## 'રાજનદી મહી'

રાત પડી છે એ જ ઠેકાણે છેક પાણી પાસે બેઠાબેઠા પર્વતબાપુ ને હું મહીમાતા બજાવી રહી છે એ 'પથ્થર-તરંગ'નું સંગીત સાંભળી રહ્યા છીએ ઉનાળો હોવા છતાં જરાયે તાપ લાગતો નથી ઊંચે આભ ને તારા, નીચે નદી ને એના બે કિનારા—આભ ને અવની ક્ષિતિજ પર મળી જતા દેખાય પણ કદી મળે જ નહીં, નદીના બે તટ દૂરદૂર એક થઈ જતા દેખાય પણ રહે તો સદાય નિરાળા જ—નદીના પટમા આવેલા ઓઢાઓમા બળતાં ફાનસ, નાનકડા પુલની બન્ને બાજુએ બળતા લાલ ફાનસ—એવુ એવુ ચોમેર ફરતી દૃષ્ટિ જોઈ લે છે મને ફરી એક વાર થયુ કે જો હુ ડિકન્સ, સ્કોટ કે હાર્ડી' હોત તો જરૂર મારી નવલકથામાં આ સ્થાનને વણી લેત

ઉજ્જયિની નગરીમા ઇંદ્રદ્યુમ્ન રાજા રાજ્ય કરતો હતો એ રાજાના શરીરના પરસેવાના જે બિંદુઓ ટપકવા લાગ્યા તેમાથી મહીનુ શરીર ઘડાયુ, ને ઘણા ટીપા ભેગા થઈ વહેવા લાગ્યા ઇંદ્રદ્યુમ્નની એ સ્વેદજ પુત્રીની માતા પૃથ્વી થઈ. અને એણે મહીમાતાનુ એ ઋણ યાદ લાવી પોતાનુ નામ 'મહી' જ પાડી દીધું મહીની ઉત્પત્તિની આ જરાક મારી કલ્પનાથી મિશ્રિત દંતકથા છે—પૌરાણિક પણ એ દંતકથા છે તો કાવ્યમય જ ખરુ જોતા પહાડી નદીઓ સ્વેદજ

હોય છે. પહાડમાંથી ટપકાં ટપકાં ગરીને જ્યારે નદીનું સ્વરૂપ ઘડાય છે ત્યારે કવિની કલ્પના એ રાજા જેવા પર્વતને દંતકથાનો રાજા કલ્પે છે. પણ હું તો એ ટીપાંને નદીના મૂળાક્ષર કહું છું—અ, આ, ઇ, ઈ—સ્વર; કે ક, ખ, ગ, ઘ—વ્યંજન. આ સ્વર-વ્યંજન ભેગા થતા થતા છેવટે ભાષાની સરસ્વતીનો જબરજસ્ત પ્રવાહ વહેવડાવે, ને તે ઇળા, ભારતી કે સરસ્વતી બને છે. તેમ ટપકટપક ગરતાં ટીપાં માઇલ માઇલના પટમાં ફેલાવી દેતાં પાણી વહેવડાવે તે નદી એવું બધી નદીઓનું બનેલું છે.

બીજી એવી દંતકથા છે કે એક ગૂજરી યૌવના દહીં વલોવી રહી હતી. તેવામાં તેનો આશક આવ્યો. પેલી એને ઘણુંયે વારતી, તોયે એ વારંવાર આવ્યા જ કરતો. આજે એને જોઇ એ મહીની ગોળીમાં કૂદી પડી. એનું તુરત જ પાણી થઇ ગયું. ગોળી ફૂટી ગઇ અને પછી એમાંથી અસ્ખલિત પાણી વહ્યે જ રહ્યું. એ નદી ગોળીના દહીં—મહી—માંથી નીકળી એટલે એનું નામ મહી પડ્યું. અને અમઝરા આગળ પાવાગઢના છાશિયા તળાવના પાણી જેવાં એનાં પાણી છે પણ દહીંના મઠા જેવાં. પણ ઇતિહાસકાર તો આવી દંતકથાઓમાં ન માને. એટલે મઉ, મહુ, મેદા. કે મેહદ તરીકે ઓળખાતી અમઝરાની જે તળાવડીમાંથી એ નીકળે છે તેના નામ પરથી મહી નામ બન્યું હોવું જોઇએ એમ એ માને છે.

ઉત્તર માળવાના અમઝરા કસબા ને લોપાવાડ ગામ વચ્ચેથી નીકળી એ ઉત્તરવાહિની બને છે. એ પોતાના મૂળ આગળથી જ દક્ષિણ કે પૂર્વ તરફ વહી ગઇ હોત તો એ ગુજરાતમાં આવી જ ન હોત. દીકરી બિચારી કઈ દિશાએ જશે, કયું ગામ,

કર્યો દેશ મળશે એ બધું કેવળ ભાગ્ય પર જ અવલંબે છે ને ! ગોળી ફૂટ્યા પછી તો એ ગૂજરી પંજાબના ગુજરાત તરફ જવા માટે આંખ મીંચીને દોડતી હોય એમ લાગે છે. માઈલો સુધી, અરે આશરે ૧૪૦ માઈલ સુધી તો એ શરીર સંકેલી ઉત્તર તરફ જ વહી જાય છે. જોનારને એમ જ લાગે કે ચંબલની માફક વહી એ આગળ ઉપર જમુનાને મળવા ચાલી રહી છે, અથવા પંજાબમાં ગુજરાત જવું હશે તો રસ્તામાં એને ચંબલ, બનાસ, રાવી કોઈ કે ય રોકી લેશે, છેક નહીં પહોંચવા દે. પણ ના, ના, એને તો પતિગૃહે જ જવું છે. કંઇ કેટલું યે આમ ચાલ્યા પછી વાગડની ડુંગરી આગળ આવી કે એ થંભી જાય છે. જરાક પાછું જોઈ લે છે, એને એકાએક થઈ આવે છે કે, " ઉતાવળમાં જરૂર મારગ ભૂલી !" એ ઘેટાંબકરાં ચરાવતા જાટને પૂછે છે, " અરે ઓ ભાઈ ! દરિયાનો રસ્તો કઈ મેર ? " નમસ્કાર કરી લાંબો હાથ પાછો દક્ષિણ તરફ ચીંધી એ કહે છે, " તમે ચાલ્યાં એ રસ્તો તો હેમાળે જશે. આમ પાછાં દખણાતાં ફંટાઇ જાઓ, મા ! એટલે સીધાં દરિયે પહોંચી જશો. "

મહી જરાક રોકાઈ જઈ પશ્ચિમમાં ફંટાય છે. વીસેક માઇલ એમ પશ્ચિમના પ્રદેશને પાણી પાઈ ઉત્તર તરફ પૂંઠ ફેરવી દઇ દક્ષિણ તરફ ચાલવા માંડે છે. ગ્વાલિયર, ધાર, ઝાબુઆ, રતલામ, સઇલાણા, પ્રતાપગઢ એ બધાં રાજ્યોના પહાડો ને જંગલોને ભેદતી ભેદતી એ રાજસ્થાન તરફ ઉદેપુરની સરહદ સુધી તો પહોંચી જાય છે મેવાડના પર્વતો એનું સ્વાગત કરે છે, છતાં ત્યાં જ રોકી દે છે ને કહે છે, " બહેન, આ રસ્તે તો અમારી ભીડમાં બહુ અટવાલું

આપ ઘણો આડરસ્તો ભમતાં ભમતાં થાક્યાં પણ હશો, અહીંથી જરાક દક્ષિણમાં વળી જાઓ, સીધાં ચાલ્યાં જજો એ જ માર્ગે આપનો સાગરસંગમ—પતિસંગમ થઈ જશે.' એટલે શાંતિથી પહાડોએ આંગળીથી ચીંધેલી દિશા તરફ એ પોતાનાં પગલાં વાળી દે છે.

"ભૈરવ અને મંથીચની પાસે એક દેશ છે તે પાલ કહેવાય છે, તેની વચ્ચે મહીંદરી નદી વહે છે આ દેશની ગુજરાત ભણીની બાજુએ એક સ્વતંત્ર જમીનદાર છે, તે ડુંગરપુરમાં રહે છે. આ દેશની માળવા ભણીની બાજુએ વાંસવાડા છે. ત્યાનો રાજકર્તા સ્વતંત્ર છે. આ બન્ને રાજકર્તાઓની પાસે પાંચપાંચ હજાર અસ્વાર અને એકએક હજાર પાયદળ છે. તેઓ બન્ને સિસોદિયા જાતિના હતા અને રાણાના સગા થતા હતા, પણ હમણાંના છે તે જુદી જાતના છે." આમ અબુલફજલે તથા અન્ય મુસલમાન લેખકોએ મહીને મહીન્દ્રી કહી છે. ડુંગરપુર અને વાંસવાડાની તથા

સુધીમાં તો ઘણી મોટી થઈ જાય છે. કક્કો-બારાખડી ભણતો કોઇ કિશોર કાશીએ જઇ પંડિત થઇ આવ્યા પછી વેદ ને પાણિનીના ગ્રથો અસ્ખલિત બોલતો સંભળાય, નાની શીકડી કુમળી બાળકી એક બાળકની માતા થયેલી દેખાય, ત્યારે આપણને ઘડીભર એમ થઇ જાય કે આ પંડિત તે પેલો જ બાળક? આ યૌવના તે પેલી જ બાળકી? તેવું જ કંઈક પેલા આગગાડીના દર્શન ને કાનેસર આગળની મહીનાં દર્શન વચ્ચે થયા વગર રહેતું નથી. પણ પછી તો મન માની જ લે છે કે હા, તે જ મહી, એ જ પશ્ચિમવાહિની ગગા મહી એનો પટ વિશાળ તો બને જ છે, પણ એના કિનારા યે ઘણા ઊંચા થવા માંડે છે ને મોટાં ઊંડાં કોતરો તૈયાર થવાની શરૂઆત થાય છે.

આટલે સુધીમાં તો વેણીશ્વર પાસે એને સોમ મળે છે, કડાણાની હદે ભાદર પાણી ઠાલવી દે છે, વહોરાઓના યાત્રાસ્થાન ગળિયાકોટથી કંઈક દક્ષિણે મોરણ મહીસ્નાન કરે છે. પછી અનાસ, ચાપ અને એરુઓ વગેરે નદીઓ આવીને મહી જ બની જાય છે.

જો કે મેવાડના ડુંગરો મહીને દક્ષિણ તરફ વાળી દે છે ખરા, પરંતુ રાજનદીને મેવાડની શૌર્યગાથાઓ ને કરુણ કહાણીઓ સાંભળવાની જે ઇચ્છા છે તે સોમ પૂરી પાડે છે ત્રિચાબોરાની પાસેના ડુંગરોમાથી નીકળેલી સોમ ઉદેપુર રાજ્યમાં વહી ડુંગરપુરની હદમાં પ્રવેશે છે. ત્યાં એને જાકમ મળે છે. આ જાકમ મેવાડની યશોગાથા ગાતીગાતી જ નીકળે છે એનું પિયર મોટી સાદડી પાસે છે. એ મેવાડમાથી પ્રતાપગઢ રાજ્યમાં પ્રવેશે છે ત્યાં ઠીક ઠીક ફર્યા પછી ને

આપ ઘણો આડરસ્તો ભમતાં ભમતાં થાક્યાં પણ હશો, અહીંથી જરાક દક્ષિણમાં વળી જાઓ, સીધાં ચાલ્યાં જજો, એ જ માર્ગે આપનો સાગરસંગમ—પતિસંગમ થઈ જશે." એટલે શાંતિથી પહાડોએ આંગળીથી ચીંધેલી દિશા તરફ એ પોતાનાં પગલાં વાળી દે છે.

"મેરવ અને મંથીચની પાસે એક દેશ છે તે પાલ કહેવાય છે, તેની વચ્ચે મહીંદરી નદી વહે છે. આ દેશની ગુજરાત ભણીની બાજુએ એક સ્વતંત્ર જમીનદાર છે, તે ડુંગરપુરમા રહે છે. આ દેશની માળવા ભણીની બાજુએ વાંસવાડા છે. ત્યાનો રાજકર્તા સ્વતંત્ર છે. આ બન્ને રાજ-કર્તાઓની પાસે પાંચપાંચ હજાર અસ્વાર અને એકએક હજાર પાયદળ છે. તેઓ બન્ને સિસોદિયા જાતિના હતા અને રાણાના સગા થતા હતા, પણ હમણાંના છે તે જુદી જાતના છે." આમ અબુલફજલે તથા અન્ય મુસલમાન લેખકોએ મહીને મહીન્દ્રી કહી છે. ડુંગરપુર અને વાંસવાડાની તથા કડાણા અને સૂંથની હદ મહી પાડી આપે છે, છતાંય જક્કી ને લોભી રાજાઓએ સીમાઓ માટે લડાઇઓ કરી છે ને મહીનાં પાણીને તામ્ર બનાવી નદીમાતાને દુઃખી કરી છે. ડુંગરપુર અને વાંસવાડાના તથા સૂંથ ને કડાણાના ઝગડા પતવી મહી હું બેઠો છું એ લૂણાવાડાની સરહદમાં પ્રવેશે છે.

અહીં સુધીમાં તો એને ઘણી નદીઓ મળી ગઈ હોવાથી તેનો દેહ ઘણો પુષ્ટ ને જાજરમાન થઈ ગયો છે. દાહોદ છોડયા પછી માળવાનો પ્રદેશ આગગાડીમાં પસાર કરીએ છીએ, ત્યાં રસ્તામાં આવતી માત્ર ચારસો જ વાર પહોળી ને એક ફૂટ ઊંડી નાની પાતળી પટ્ટી અહીં આવતા

સુધીમાં તો ઘણી મોટી થઈ જાય છે. કક્કો–બારાખડી ભણતો કોઇ કિશોર કાશીએ જઇ પંડિત થઇ આવ્યા પછી વેદ ને પાણિનીના ગ્રંથો અસ્ખલિત બોલતો સંભળાય, નાની શીકડી કુમળી બાળકી એક બાળકની માતા થયેલી દેખાય, ત્યારે આપણને ઘડીભર એમ થઇ જાય કે આ પંડિત તે પેલો જ બાળક? આ યૌવના તે પેલી જ બાળકી? તેવું જ કંઈક પેલા આગગાડીના દર્શન ને કાનેસર આગળની મહીનાં દર્શન વચ્ચે થયા વગર રહેતું નથી. પણ પછી તો મન માની જ લે છે કે હા, તે જ મહી, એ જ પશ્ચિમવાહિની ગંગા મહી. એનો પટ વિશાળ તો બને જ છે, પણ એના કિનારા યે ઘણા ઊંચા થવા માંડે છે ને મોટાં ઊંડાં કોતરો તૈયાર થવાની શરૂઆત થાય છે.

આટલે સુધીમાં તો વેણીશ્વર પાસે એને સોમ મળે છે, કડાણાની હદે ભાદર પાણી ઠાલવી દે છે, વહોરાઓના યાત્રાસ્થાન ગળિયાકોટથી કંઈક દક્ષિણે મોરણ મહીસ્નાન કરે છે. પછી અનાસ, ચાપ અને એરુઓ વગેરે નદીઓ આવીને મહી જ બની જાય છે.

જો કે મેવાડના ડુંગરો મહીને દક્ષિણ તરફ વાળી દે છે ખરા, પરંતુ રાજનદીને મેવાડની શૌર્યગાથાઓ ને કરુણ કહાણીઓ સાંભળવાની જે ઇચ્છા છે તે સોમ પૂરી પાડે છે. બિચાબેરાની પાસેના ડુંગરોમાંથી નીકળેલી સોમ ઉદેપુર રાજ્યમાં વહી ડુંગરપુરની હદમાં પ્રવેશે છે. ત્યાં એને જાકમ મળે છે. આ જાકમ મેવાડની યશોગાથા ગાતીગાતી જ નીકળે છે. એનું પિયર મોટી સાદડી પાસે છે. એ મેવાડમાંથી પ્રતાપગઢ રાજ્યમાં પ્રવેશે છે ત્યાં ઠીક ઠીક ફર્યા પછી ને

નવાજૂની નિહાળ્યા પછી ફરી પાછી મેવાડમાં આવતી રહે છે, અને દરિયાવાડ પસાર થયા પછી સોમને મળે છે. એ પોતાની સાથે વરદા ને કુલદાને લેતી આવી હોય છે. જાકમ બહુ રૂપાળી નદી છે. ઉદેપુરની પદ્મિની જેવી રૂપાળી, ગોરી, પાતળી, લીલાં વસ્ત્રથી આચ્છાદિત, સ્ફટિક જેવી—તે ડુંગરીઓ ને અરણ્યમાંથી જ પસાર થાય છે સોમને જાકમ ઉપરાંત કુવલ, ગોમતી, સર્ણી, બેરસ અને ચમલા મળી હોય છે એ બધી પોતાને મહીને કહેવાની વાતો સોમને સોંપી દે છે ગુજરાતની જ સંસ્કૃતિ બાપા રાવળ સાથે મેવાડમાં ગઈ હતી, ચિતોડ ને ઉદેપુરના સિસોદિયાઓએ જે ખમીર દાખવી ભારતવર્ષના ઇતિહાસમાં અમર પગલીઓ પાડી દીધી તેમના મૂળ પુરુષ ગુજરાતના હતા. માલવીય મહીને બાપા રાવળના એ વંશજોની વાતો વેણીશ્વર આગળ સોમ સંભળાવી દે છે. રાજસ્થાનનાં ટેક, પરાક્રમો, ત્યાગ, હાવા-દાવા ને પતનઅભ્યુદયનાં સંસ્મરણો સાથે લઈ મહી આગળ વધે છે.

મધ્ય હિંદ કે જ્યાં મહીનું મૂળ છે તે પ્રદેશમાંથી જ નીકળેલી ઝાબુઆ, દોહદ ને આલોદની હદમાંથી જ ચાલી આવતી અનાસ તેને વાંસવાડાની હદમાં મળે છે. અનાસની જોડે કાલિંજરની હારણ તો છે જ. ચાપ પોતાની સાથે કાગડીને લેતી આવે છે, પણ આ વાંસવાડાની કાગડી કાગડાની પેઠે કે કોઈ કૂવડની પેઠે કેવળ કાગારવ જ નથી કરતી, પરંતુ વાંસવાડાના વાંસનાં જંગલોમાં રમતી બંસરી બજાવી રહી છે મોરણ સોમે ન કહેલી ડુંગરપુરની વાતો મહીને એકાંતમાં છાનીમાની કહી દે છે. જાકમ ભલે પ્રતાપ-

ગઢ રાજ્યમાં સહેલગાહ કરી આવી હોય, પરંતુ એ રાજ્યની નહી તે એરુઓ જ ગણાશે. પ્રતાપગઢના કાંઠલ પ્રદેશના સિસોદિયાઓની યશોગાથાઓ એ કહે છે. કારંટા આગળ એને ભાદર મળે છે. આજે સામે કિનારેથી ઊતરતા બ્રાહ્મણો કોઈક વાર મશ્કરીમાં બોલી ઊઠે છે :

'મહીમન પારંતે, મહી ઊતર્યા કાર ટે.'

આ કારંટાના પતનઅભ્યુદયની કરુણ કથા અને હજુયે ભાદરકિનારે અથડાતું બીચારી નિર્દોષ બ્રાહ્મણકન્યાનું ભૂત એ બધાનો ઉદ્ધાર કયારે થશે ? વાત્રકનું પિયર મહીના જમણા કિનારાથી દૂર નથી, તેવું જ આગળ ઉપર શેઢીનું થાય છે. પરંતુ તે બધી નદીઓએ તો વૌઠા આગળ સાબરમતીને જ મળવાની સંતલસ કરી લીધી હોવાથી ડાબી તરફ સરકતી જ નથી.

આમ જેમ અનેક જોગણીઓની સાથે મહાકાળી ચાલી આવ્યાં હોય તેમ અનેક નદીઓને પોતાની સાથે લઈ જોગમાયા તામ્રા મહીદેવી હું બેઠો છું ત્યાં ગુજરાતની હદે આવીને ઊભાં રહ્યાં છે. અહીં સુધી આવી મહી કંઈક જુદો જ પ્રદેશ જુએ છે ગોળીમાં ડૂબી ગયેલી ગૂજરી ગૂજરાતમાં પ્રવેશતા જ ફરી પાછી ગૂજરી યૌવના જ બની જાય છે. કોણ જાણે કેમ પણ આટલે સુધી રઘવાઈ રઘવાઈને અટવાતી–કુટાતી આવ્યા પછી એ સ્વસ્થ બની જાય છે

આ કાવ્યમય સ્થાન છોડી હવે આપણે મહીની સાથે સાથે ગુજરાતમાં ચાલીએ. અહીંથી માઈલ ઉપર જ મધવાસ આવે છે. આ ગામમાં તો છેક બાળપણથી તે આજ સુધી

અનેક વાર હું આવેલો. મારી માસીઓ, બહેન વગેરે ઘણાં સગાંવહાલાંનાં ઘર અહીં છે. એક કાળે એ બ્રાહ્મણોનું મોટું મથક હતું. પાટણથી વીરપુર ને ડીહા સુધી આવેલા સોલંકીઓની પાછળ આશ્રિત બ્રાહ્મણો પણ આવેલા. એક કાળે એ મધવાસમાં પદ, ઘન, ને જટા સહિત શુકલ યજુર્વેદના મંત્રોચ્ચાર થયા કરતા. નદીકિનારે પોતાની ઇષ્ટદેવી મહાલક્ષ્મીની પ્રતિષ્ઠા કરી, બ્રાહ્મણોએ આ સ્થાને નર્મદાતટની માહિષ્મતીની સંક્ષિપ્ત આવૃત્તિ જેવી આ મધુપુરી—મધવાસને નાની માહિષ્મતી જ બનાવી દીધી હતી. મહીનો આ કિનારો નિતાન્ત રમણીય છે. પાણી ખુટાડયું ખૂટે નહીં એવો ઊંડો ને વિશાળ પટમાં ફેલાઇ ગયેલો વહાણ ફરી શકે એવો મોટો ધરો ને કુદરતે જ પોતાને પથ્થરે બાંધેલો મોટો ઘાટ. એટલે ત્રિકાળ સંધ્યા કરનાર બ્રાહ્મણને લલચાવ્યા વગર રહે જ કેમ?

"જયહીં ભૂલભૂલામણી પથ્થરની
ગૂંથી, મધ્ધરથી મહી ગાજે."

આ સ્થાને મગરની ખોટ નથી. પણ પાણી જોઈ મસ્ત થઈ જનારા બ્રાહ્મણોએ મગરની પરવા ન કરી. પણ હવે ઉદરપોષણનાં કંઇ પણ સાધન રહ્યાં ન હોવાથી બ્રાહ્મણોની વસ્તી આગળપાછળનાં ગામડાંમાંથી તૂટી શહેરો તરફ ચાલતી થઇ છે.

લીમડિયાનો પુલ છોડયા પછી આપણે કંઇક જંગલમાં પ્રવેશીએ છીએ. સામે લુણાવાડા રાજ્યનો ખાનપુર મહાલ તેનાં ઘાડાં જંગલો ને વાદળી ડુંગરાઓને લઇને

ઊભો છે. થોડુંક ચાલ્યા પછી લુણાવાડાથી વીરપુર જવાનો ધોરી માર્ગ આવે છે.

અમે ગોધરાથી વીરપુર ઘણી વાર ગયા હોઈશું. લુણાવાડાથી વીરપુર જવાનું એટલે મહી ઓળંગવી જ પડે. મોટે ભાગે લગ્નની જાન હોય એટલે લુણાવાડાથી ગાડું કર્યું હોય. એ ગાડું મહીમાં છૂટી જાય. પછી મજાના નાસ્તા છૂટે અને મહેફિલો જામે. આ જગ્યાએ નદીમાં રેતી જ નથી. મોટા પથ્થરો ને લેખડો ઊભાં છે, અથવા તો એમના વંશજ નાનામોટા અસંખ્ય કાંકરા પથરાયેલા છે. એ કાંકરા અથડાઈકુટાઈ, ઘસાઈને વિવિધ રંગ ને રૂપના બન્યા છે કોઈ મહાદેવજી જેવો, તો કો વિષ્ણુ જેવો, કોઇ ગણપતિના આકારનો યે નીકળી આવે. મહાદેવજી જેવા કોઇકને જનોઈ પણ હોય, પરંતુ ખૂબ શોધીએ તો યે કોઇ દેવીનો આકાર હાથ ન જ આવે—ને અમે નિરાશ થઈને પછી ચિડાઈ હોંશમાં ભેગા કરેલા પથરાને ફેંકી દઇએ દેવી વગરના એ દેવોને કરીએ શું? મોટે ભાગે સવારમાં સાતઆઠ કે બહુ-બહુ તો નવ વાગે ગાડુ નદીમાં પહોંચી ગયુ હોય, એટલે વાતાવરણ જ, બહુ રમણીય ને આહ્લાદક લાગે

મહી ગમે તે બાજુએથી ઓળંગી જઇએ એટલે 'હાશ' થાય સહેજે મુસાફર બોલી ઉઠે:

'ઊતર્યા મહી તો થયા સહી.'

સહીસલામત એટલા માટે કે મહીના એ ધોરી માર્ગ ઉપર લૂંટાઈ જવાનો અચૂક ભય "લોજ્ય સે લોંજ્ય" એમ તમાકુ માગવા કોઇકે ય આવી ચડે ને ધોતિયું પોતિયું કાઢી લે. એ રાજ્યોની હદ આવી હોય અને તે પણ સીમાઓ માટે

ઝગડતાં હોય, એટલે રક્ષણ માટે કોણ જવાબદાર ? છેક અમાસ ગોધરા સુધી આવી જઇ, કલેક્ટરના ઘોડાનું પૂંછડું કાપી જનાર ખૂચિયાનું ગામ વીરપુર જતાં રસ્તામાં આવે ત્યારે, અમે યે ગાડામાં પડયાપડયા પાંદડાંની માફક ફફડયા હોઈશું.

આ રસ્તે વરસમાં એક વાર ઘણા હિંદુ–મુસલમાન યાત્રીઓનાં પગલાં મંડાય છે વીરપુરમાં દરિયાપીરની દરગાહ છે. એનો ઉરસ ભરાય છે. તેમાં દૂર દૂરથી ભક્તો આવે છે. વીરપુરમાં ડુંગરની સોડમાં જ ઘૃતનંદા નદીને કિનારે આંબલીના ઝાડ નીચે એ પીરની દરગાહ છે. ઘૃતનંદા પયોનંદાને મળે છે ને પછી તેઓ ઘી ને દૂધની ધારાઓ મહીમાં જ પધરાવી દે છે ને તે ગામને અર્ધચંદ્રાકાર વળી વહી જાય છે.

લુણાવાડા–વીરપુર માર્ગને છોડી આગળ ચાલ્યા એટલે મહીમાતાના પાણીમાં કંઈક ખુમારી પેદા થવા માંડે છે. મહીના પાણીને 'જડ' કહેનારા કેટલાક જડસુઓ મેં સાંભળ્યા છે.

કવિ પ્રેમાનંદના શિષ્ય હરિદાસે ઇંદુ ને મિંદુ નામના બે મિત્રો કલ્પી 'ઇંદુમિંદુ' નામનું આખ્યાન રચ્યું છે. તેમાં એણે મહી વિષેની લોકમાન્યતા વણી કાઢી છે:

"કાળું કાળું ભમ્મર છે, મહીમાતા કેરું પાણી,<br>વાણીથી કેવાય નવ, થાય મતિ રાંકડી,<br>ઝાડ બીડ જણાય ન, જણાય તે ગણાય ન,<br>જ્યાં ત્યાં ભયનો ઉદય, પૂર્ણ મધ્યાહ્ન શો હતો,<br>એવે નદીતીર આવ્યા, વાટ વહી વાંકડી;"

પછી મતિ ફરી જવાથી—ભ્રષ્ટ થવાથી મિંદુ ઇંદુને

આમ કવિએ લોકમાન્યતાને શબ્દોમાં ગૂંથી મહી-વાસીઓના ગૌરખધંધાનું આબેહૂબ પણ સ્થૂલ દર્શન કરાવ્યું છે. વળી કહેનારા તો એમ પણ કહે છે કે માઘે પોતાના કાવ્યમાં ખૂબ જ કઠણ ભાષા લખી ને કાલિદાસ જેવું એનું પ્રાસાદિક કાવ્ય ન બન્યું. એ એના અમાપ પાંડિત્યને જ આભારી હતું. એટલે કોઈ કે એને સલાહ આપી કે, "તમારું પાંડિત્ય ઓછું થાય તો જ કાવ્ય પ્રાસાદિક બને ને લોકભોગ્ય ને લોકપ્રિય બને. અને એનો ઉપાય એ કે મહીનદીને કિનારે જઈને રહો એટલે વધુ પડતી પંડિતાઇ આપમેળે ધસાતી જશે ને કાવ્યની ક્લિષ્ટતા નાશ પામશે." આવી તો કિંવદંતીઓ છે.

પણ લોકો ભૂલ્યા છે, ખરું જોતાં મહીના પાણીમાં 'જડતા' નહીં પણ 'વીરતા' છે. અને મહી જેમ આગળ ને આગળ વધતી જાય છે તેમ તેમ પથ્થરોને તોડી રેતી બનાવે છે, રેતીને દળી કાંપ તૈયાર કરે છે અને એની સાથે પોતાના પાણીનું શૌર્ય એ લોકોને પીસીપીસીને આપે છે. મહી અને સાબરમતી વચ્ચેના આખા મહીકાંઠામાં ને મહી ને નર્મદા વચ્ચેના મેવાસમાં એ પાણી પીને પરાક્રમ ગજવતા બહારવટિયા જ ઉત્પન્ન થાય છે.

અને એ બહારવટિયા પેઠે નદી પણ કોઇકવાર ચોમાસામાં બહારવટિયાનો પોશાક પહેરી, ઘોડા પર સામાન ચડાવી નીકળી પડે છે ત્યારે રેલ આવી એમ કહેવાય છે ને બહારવટિયો ગામડાં ભાંગે એમ મહી પણ ગામડાં ભાંગે છે. વિ. સં. ૧૯૭૯ માં મહીમાં જે ભયંકર રેલ આવેલી એમાં અમારી માસીનું ઘર તણાઇ ગયેલું ને પછી કોઇક વાર

મહીના પાણીમાં કપડાં પોતે ધોતે એ ગાતી :

"રીશથી રાતી આખ કરીને ચોદિશ ઘૂમતી જાય,
પ્રલય કરવા પોતે ધારી, આડી ને અવળી ધાય,
પાડોશીની પ્રીત ન છાજી રે "

એક બાજુ અમે નદીમાં બેસી નહાતા હોઈએ, એ ઘડીકમાં ગાય ને ઘડીકમા પાછી એ રેલની ને પોતાનું ઘર તણાઇ ગયું તેની વાત કરે "તે દિવસે તો માતાજી ઘોડે ચડેલાં, જીન માડેલું, આંખમાથી ડોળા લબડી પડે એવો ક્રોધ કરેલો." પછી માસીબા ગાતી :

"નાખ્યું ઘોડા પર જીન તારી ખ્યાતા રે,
સુધ સાનને વીસરી મહી માતા રે,
ઉછાળ્યું નીર અપાર, તારી ખ્યાતા રે,
ગામ ઘણાંને ઘેરિયા મહી માતા રે,
તુ નીકળી હદથી બહાર તારી ખ્યાતા રે."

આમ ગાતી ગાતી માસીબા મહીસાગર પ્રત્યે ક્રોધે ભરાઇ જાય. ને અમે નદીને પૂછીએ, "માસીબાનુ ઘર તમે તાણી નાખ્યુ, માતા!" એટલે જોરથી મહીમાતા ગાલ પર એક થાપટ લગાવી દે ને હસી પડે

ડીહા ને સારંગપુર આગળ એને પાલમાતા પાનમ ભેટી પડે છે. થોડું ચાલીએ એટલે લાડવેલ સુધી તો આવી જઈએ. વચ્ચે કેટલો સુંદર બેટ જામ્યો છે! કોઇ હઠયોગીની પેઠે એ હઠ લઈને બેઠો છે કે માતાજી જ એની હઠને દયાથી નભાવી રહ્યા છે તે તો પરમેશ્વર જાણે! પણ એ સ્થાનક બને છે ઘણું રળિયામણુ. સામે કિનારે જનોડ ને

વરઘરી છે. આ બહારવટિયા ને કોળી-ધારાળાની તો મહી માતા, મા છે. તેઓ 'મહીમા'ના કે 'મહીસાગરના' એવા સોગંદ ખાય ને તે પાળે પણ ખરા જ. તોડે તે ગુનેગાર ગણાય છે. વાસનાકોલમાં કોળી લોકો નવા વર્ષ માટે બહાર જતા પહેલાં ભેગા થાય છે.

પછી આવે વાકા-ખોરડી, રામગઢી. મારા પંચમહાલનું કાળા પાણી! ગોધરા તાલુકાની આ એક ટોચ. એ તાલુકાના પોલીસને અહીં ગોઠવ્યો એટલે બીચારો સજા થઈ માને. ગમે તેવો માંદો માણસ સાજો થઈ જાય એટલું તંદુરસ્ત સ્થાન હોવા છતાં એમ કેમ? કારણ કે બહારવટિયા એમને સદા કાળ જાગતા જ રાખે, જંપવા જ ન દે. ન થઈ શકે બહારવટિયાઓનો સામનો ને ન એમને પકડીયે શકાય. રામગઢી આગળ મહી ક્ષણભર થંભી જાય છે. ડાબે હાથે રેણા-તરસંગમાં દેખાતા નર્યા ખડકના જ બે ટેકરાઓને એ દૂરથી નમસ્કાર કરે છે. એનું રહસ્ય તો એ ટેકરીઓ ને મહી સિવાય બીજું કોણ સમજી શકે? મને લાગે છે કે મહી એક કાળે રેણા-તરસંગ આગળ થઈને વહેતી હોવી જોઈએ.

નદીસર ને વાડી-વલ્લભપુર, આગળ વાડાશિનોર જવાનો ધોરી માર્ગ પડે છે. સામે કિનારે મલેકોનું વનોડા આવેલું છે. આ બધું આપણે ગોધરા તાલુકામાં જ ચાલી રહ્યા છીએ. વાડી-વલ્લભપુરમાં રજપૂત હોવાનો દાવો કરનાર આ બારિયા બાપુઓની આંખ માત્ર દારૂ જ લાલ રાખે છે. બીચારો મારો પંચમહાલ! નદીસરમાં એક નેતાને ચૂંટણી જંગમાં ભાષણો કરતા સાંભળું છું ને બીજાને 'શાળા ખોલતા

જોઉં છું મને થાય છે, અરે! કેવો કમનસીબ મારો જિલ્લો! આ બે વ્યક્તિઓનો ગંગા–યમુનાના સંગમ જેવો સંગમ થયો હોત તો? તો તો પ્રથમ ગુજરાત રાજકીય પરિષદ ગોધરામાં ભરાઈ–ગુજરાતના આધુનિક રાજકરણનાં મંડાણ ગોધરાએ ને પંચમહાલે કરી આપ્યાં, ગાંધીજીએ હિંદના રાજકરણના શ્રીગણેશ ગોધરાથી જ માંડયા, તેટલો જ મહાન ફાળો આજ સુધી આપવાનું માન અને લાભ બન્ને એને મળ્યાં હોત!!!

નદીસરથી આગળ ચાલ્યા પછી ટિંબા પાસે કૂણ એને આવી મળે છે અને નદીનો પટ ઘણો વિશાળ બની જાય છે. અહીં જમણે કિનારે વાડાશિનોર રાજ્યની હદ પૂરી થઈ જાય છે. ખેડા ને પંચમહાલની હદ અહીં સિવાઈ જાય છે સામે કિનારે ગળતી નદી ને ગળતેશ્વર મહાદેવ છે ટિંબા પંચમહાલનું, પાલી—સેવાલિયા ખેડાનું અહીં નર્યો પથ્થરો ને કાંકરાવાળો જ પટ છે. રેતીનો થોડોક પટ છીણી ને સોયસોટિ ગરીથી છવાઈ ગયેલો છે ચોમાસામા મહીમાતા રેલવેનો પુલ બાંધનાર ઇજનેરોની બુદ્ધિને હસી કાઢતી હોય એમ એકબે થપાટ મારી એને તોડયા વગર રહેતી જ નથી ને આગગાડીના વ્યવહારમાં દિવસો સુધી ભંગાણ પડી જાય છે. અહીથી તો હવે મહીસાગરનાં ઘણાં જ ઊંડાં કોતરો બંધાવા માંડે છે,'ને સામે તટે ગળતી નદી ગળતેશ્વર આગળ મળે છે ત્યાં તો મહીના કોતરો નવી જ સૃષ્ટિ નિર્માણ કરે છે

હવે આપણે જમણે તીરે ખેડા જિલ્લામાં ને ડાબી બાજુએ પાંડુમેવાસમા પેઠા.'મેવાસ એટલે મહીવાસ, મહી-

તટાખ્ય દેશ. મહીના ડાબા કિનારાથી તે નર્મદાના જમણા કિનારા સુધીનો પ્રદેશ માહેય કહેવાતો. આ કિનારાનો ભાગ આજે પાંડુમેવાસને નામે ઓળખાય છે. તેમાં આજે નાની નાની ઠકરાતો આવેલી છે. મેશરી, ગોમા અને કરડ એ પંચમહાલની ત્રણ નદીઓ પાંડુમેવાસમાં આવી મહીને મળી જાય છે.

મેવાશીઓની ખ્યાતિ ચોર તરીકે જેટલી પ્રસિદ્ધ છે એટલી જ લડવૈયા તરીકે પણ પ્રસિદ્ધ થયેલી છે. અહીંથી મહીમાતાની શક્તિ પેદા થાય છે. તેનો જેવો ઉપયોગ કરીએ તેવો થાય. મોગલ બાદશાહોના સમયમાં મેવાસની શક્તિ છેક દિલ્હી સુધી લડવા માટે પહોંચી જતી, બાદશાહી લશ્કરમાં મેવાસીઓની ભરતી આંખ મીંચીને કરવામાં આવતી ને તેમનાં પરાક્રમ મશહૂર હતાં, તે જ પ્રમાણે મરાઠાઓએ પણ તેમનો કંઇક ઉપયોગ કરી જાણ્યો હતો. અંગ્રેજો આવ્યા પછી એ અટકી ગયું, અને સૈનિકો થવા માટે જ ઘડાયેલા એ મેવાસીઓ લૂંટારા, ધારાળા, પાટણવાડિયા, બહારવટિયા, પછાત કોમ બન્યા. એમ જો આમનો ઉપયોગ સૈનિકો થાય તો રાષ્ટ્રને સૈનિકો મળે અને એમનાં પરાક્રમ ને શૌર્ય વેડફાઇ જતાં બચે.

આ માહેય જનપદનાં પુરાણોએ પણ વર્ણન કરેલાં છે. અહીંથી તે છેક મહીના મુખ સુધી એ મેવાસીઓ, ધારાળા ને પાટણવાડિયાઓની જ હકૂમતો હતી. પરંતુ ચાંપાનેર ભાગ્યા પછી ધીરેધીરે રજપૂતોએ પરાક્રમ કે છળકપટ કરીને તે પડાવી લીધી, તેમજ વાણિયા-બ્રાહ્મણની છોકરીઓમાં જીવ બગાડી તેમણે હાથે કરીને તે ખોઈ. શિહોર,

છાલિયેર, ઉમેટા, ધારી, રાયકા, પાંડુ-ભાદરવા વગેરે અનેક નાનીમોટી ઠકરાતો આ નદીને ડાબે કિનારે, તેમ જ દહેવાણ વગેરે સામે કિનારે પણ છે.

મેવાસના કોળી લોકોનો મૂળ પુરુષ યૌવનાશ્વ હતો એમ કહેવાય છે. તે લોકો કેટલીયે પેઢીઓ સુધી સિંધુના મુખ આગળ દરિયાકિનારે ચાંચિયાનું જીવન ગુજારતા રહ્યા. પછી હિંગળાજ માતાએ સોનંગ મેડની સરદારી નીચે નળકાંઠાના પ્રદેશમાં આણ્યા. એ સોનંગને બાર દીકરા હતા. તે બારેની જુદી જુદી શાખાઓ થઈ. તેમનામાં લૂંટફાટ કરવાની વૃત્ત તો સહજ જ હતી. એટલે મહીનો ઊંડા ને વિશાળ કોતરોવાળો પ્રદેશ તેમને બહુ જ અનુકૂળ થઈ પડયો, ને તેમણે ત્યાં અડ્ડા જમાવી દીધા. કરણ વાઘેલાએ તેમના પર સારો દાબ રાખ્યો હતો; પરંતુ ત્યાર પછી દેશમાં મજબૂત મધ્યસ્થ સત્તા ન રહેવાથી એ લોકો ફાવે તેમ રમણે ચડતા. યૌવનાશ્વના આ વંશજોના લોહીમાં જ ચાંચિયાપણું સિંધુના કાંપમાંથી તો આવેલું જ, અને બાકીનું પરાક્રમ મહીના કાંપે આપ્યું.

છેવટે આપણે વાસદના પુલ પાસે આવી પહોંચીએ છીએ. સેવાલિયા આગળ ઇજનેરોએ પુલ બાંધવામાં જે ભૂલ કરી તે અહીં સુધરી ગઇ છે. નદી નરી રેતાળ જ છે. પટ પણ વિસ્તરતો જાય છે. નદીમાં સડક પણ ચાલી જાય છે, ને આમતેમ વળાંક લેતી તે લાગે છે પણ સુંદર.

હવે આપણે કિનારો બદલીએ. વાસદના પુલ આગળનું આ ઉતરાણ ઘણા જૂના વખતનું છે. મુસાફરો ને લશ્કરો અહીંથી મહી ઓળંગી વાસદ ને અડાસ આગળ

ને સેંકડો ધારાળા સૈનિકો વચ્ચે સૂત્રધાર તરીકે મહીમાતાને કિનારે મહિનાઓ મેં ગાળ્યા છે. પણ તે માટે તો ૧૮ વર્ષ પરનો ભૂતકાળ ઉકેલવો પડશે.

'૩૦ની લડતમાં વિદ્યાપીઠમાંથી એક નાની ટુકડી મને સોંપાઇ છે. મેં એનું નામ પાડ્યું છે 'હલેસાં': રવીન્દ્ર, શ્યામલાલ, મહાદેવિયા, શિવાભાઇ ને હું. અમારે મહી નદીને કિનારે બદલપુરમાં જઇને રહેવાનું છે. દેહવાણ, કનકાપુરા, બદલપુર એકદમ કિનારે આવી ગયેલાં ગામો છે. અહીં આગળ મહી નદી જ નથી રહેતી, મહીસાગર બની જાય છે. દેહવાણ તો એક કાળે સારું બંદર હતું. અહીંથી તે કાવી સુધી નદી દરિયા જેવી જ લાગે છે. ભરતી છેક અહીં સુધી આવે છે. પાણી ખારું બને છે, મીઠું જામે છે, હોડીઓ ફરે છે. રતલામ આગળ પાણીનો માત્ર એક પટ્ટો જ દેખાતી મહી, કાનેસર આગળની મહી અને બદલપુર આગળની મહીસાગર એ ત્રણેય દશ્યો જ જુદાં છે. અહીં તો માણસ ખૂંપી જાય એવો કાંપ સામો કિનારો દેખાય નહીં એવી નદી બની જાય છે. દાંડીકૂચ વખતે ગાંધીજીએ અહીંથી જ મધરાતે નદી પાર કરેલી.

ને સેંકડો ધારાળા સૈનિકો વચ્ચે સૂત્રધાર તરીકે મહીમાતાને કિનારે મહિનાઓ મેં ગાળ્યા છે. પણ તે માટે તો ૧૮ વર્ષ પરનો ભૂતકાળ ઉકેલવો પડશે.

'૩૦ની લડતમા વિદ્યાપીઠમાંથી એક નાની ટુકડી મને સોંપાઇ છે. મે એનું નામ પાડ્યું છે 'હલેસાં': રવીન્દ્ર, શ્યામલાલ, મહાદેવિયા, શિવાભાઇ ને હું. અમારે મહી નદીને કિનારે બદલપુરમાં જઇને રહેવાનું છે. દેહવાણ, કનકાપુરા, બદલપુર એકદમ કિનારે આવી ગયેલાં ગામો છે. અહીં આગળ મહી નદી જ નથી રહેતી, મહીસાગર બની જાય છે. દેહવાણ તો એક કાળે સારું બંદર હતું. અહીથી તે કાવી સુધી નદી દરિયા જેવી જ લાગે છે. ભરતી છેક અહીં સુધી આવે છે. પાણી ખારું બને છે, મીઠું જામે છે, હોડીઓ ફરે છે. રતલામ આગળ પાણીનો માત્ર એક પટ્ટો જ દેખાતી મહી, કાનેસર આગળની મહી અને બદલપુર આગળની મહીસાગર એ ત્રણેય દશ્યો જ જુદાં છે. અહીં તો માણસ ખૂંપી જાય એવો કાંપ સાગો કિનારો દેખાય નહીં એવી નદી બની જાય છે દાડીકૂચ વખતે ગાંધીજીએ અહીથી જ મધરાતે નદી પાર કરેલી. જવાહર પણ તેમની પાછળ ઊતરેલા. પુરાણો કહે છે કે આટલા ગાળામાં જ ક્યાંક કોઈક કોતરમા મહાદેવે અંધકાસુરનો વધ કરેલો તે રીતે બાકી રહેલા બીજા એવા અંધકાસુરો ગાંધીજીના પ્રભાવથી તે રાતે આપોઆપ પંચત્વ પામ્યા હશે.

લડત પહેલાં અમે ખારીની શોધમાં કિનારો ખૂંદી વળતા એક ચાંદની રાત હતી. ભરતી ચડવા લાગી હતી.

મેળાણુ કરતા. હવે પછીનું મહીમાતાનું મારું દર્શન જુદી જ જાતનું છે ને મને અહીંથી નદીનું સ્વરૂપ જ બદલાઈ જતું લાગે છે મહી હવે એક બાજુ લાટ અને બીજી બાજુ ચારુતરમાં પ્રવેશી ચૂકી છે. આ તો ગૂજરાતનું નંદનવન છે. મહીની એક કેડે મહીકાંઠો ને ચરોતર બેઠાં છે, ને બીજે પંચમહાલ, પાંડુમેવાસ ને લાટ બેઠાં છે આમ એ કોઈ એક જ જિલ્લાની ન બની જતાં સૌને રીઝવે છે.

ચરોતરનું નામ સાંભળતાં ગુજરાતના પાટીદારો દૃષ્ટિ સંમક્ષ ખડા થાય છે. ને એ પાટીદારોને મોખરે આજ સુધીમાં મહીએ ઉત્પન્ન કરેલા મોટામાં મોટા બે બહારવટિયા વિઠ્ઠલ–વલ્લભની જોડી ચાલતી દેખાય છે. ચરોતરના પાટીદારોને એક ઇતિહાસકારે હૂણ કહ્યા છે. હશે! રાજપૂતોમાં પણ હૂણો કયાં નથી? મને તો એમ લાગે છે કે પાટીદારો રજપૂત મટી ખેડૂત થયા છે. એ કોમમાં અનેક ગુણ રહેલા છે આધુનિક ગુજરાતનો ઇતિહાસ તો એમણે જ ઘડ્યો છે. સ્ફટિક જેવા સાફ દિલના હોવા છતા એમનામાં એક મહાદુર્ગુણ છે—અસ્રાની ધાર જેવી જીભ:

'वाचि क्षुरो निहितस्तीक्ष्णधारः ।'

બહાદુરીમાં ગુરખાને ને આફ્રિદીઓને ટપી જાય એવા ધારાળા ને પાટીદારોને બન્યું જ નહીં. એક તીખી ને ભોળી કોમ ને બીજી કંઈક ગર્વિષ્ઠ ને રુઆબવાળી કોમ. એટલે મહારાષ્ટ્રમાં જેમ બ્રાહ્મણ અબ્રાહ્મણનું અહિનકુલમ્ રહ્યું તેમ ચરોતરમા ધારાળા–પાટીદારનું પણ અહિનકુલમ્ જ રહ્યું. અને પછી ઝઘડા ધારિયાંના રણસંગ્રામમાં જ પરિણમે છે. એ પ્રદેશમાં સેંકડો પાટીદાર સત્યાગ્રહી સૈનિકો

ને સેંકડો ધારાળા સૈનિકો વચ્ચે સૂત્રધાર તરીકે મહીમાતાને કિનારે મહિનાઓ મેં ગાળ્યા છે. પણ તે માટે તો ૧૮ વર્ષ પરનો ભૂતકાળ ઉકેલવો પડશે.

'૩૦ની લડતમા વિદ્યાપીઠમાંથી એક નાની ટુકડી મને સોંપાઇ છે. મેં એનું નામ પાડ્યું છે 'હલેસાં': રવીન્દ્ર, શ્યામલાલ, મહાદેવિયા, શિવાભાઇ ને હું. અમારે મહી નદીને કિનારે બદલપુરમાં જઇને રહેવાનું છે. દેહવાણ, કનકાપુરા, બદલપુર એકદમ કિનારે આવી ગયેલાં ગામો છે. અહીં આગળ મહી નદી જ નથી રહેતી, મહીસાગર બની જાય છે. દેહવાણ તો એક કાળે સારું બંદર હતું. અહીંથી તે કાવી સુધી નદી દરિયા જેવી જ લાગે છે. ભરતી છેક અહીં સુધી આવે છે. પાણી ખારું બને છે, મીઠું જામે છે, હોડીઓ ફરે છે. રતલામ આગળ પાણીનો માત્ર એક પટ્ટો જ દેખાતી મહી, કાનેસર આગળની મહી અને બદલપુર આગળની મહીસાગર એ ત્રણેય દશ્યો જ જુદાં છે. અહીં તો માણસ ખૂંપી જાય એવો કાપ સામો કિનારો દેખાય નહીં એવી નદી બની જાય છે. દાંડીકૂચ વખતે ગાંધીજીએ અહીંથી જ મધરાતે નદી પાર કરેલી. જવાહર પણ તેમની પાછળ ઊતરેલા. પુરાણો કહે છે કે આટલા ગાળામાં જ ક્યાંક કોઈક કોતરમાં મહાદેવે અંધકાસુરનો વધ કરેલો. તે રીતે બાકી રહેલા બીજા એવા અંધકાસુરો ગાંધીજીના પ્રભાવથી તે રાતે આપોઆપ પંચત્વ પામ્યા હશે.

લડત પહેલાં અમે ખારીની શોધમાં કિનારો ખૂંદી વળતા. એક ચાંદની રાત હતી. ભરતી ચડવા લાગી હતી.

મેળાપ કરતા. હવે પછીનું મહીમાતાનું મારું દર્શન જુદી જ જાતનું છે ને મને અહીંથી નદીનું સ્વરૂપ જ બદલાઈ જતું લાગે છે મહી હવે એક બાજુ લાટ અને બીજી બાજુ ચારુતરમાં પ્રવેશી ચૂકી છે. આ તો ગૂજરાતનું નંદનવન છે. મહીની એક કેડે મહીકાંઠો ને ચરોતર બેઠાં છે, ને બીજે પંચમહાલ, પાંડુમેવાસ ને લાટ બેઠાં છે આમ એ કોઈ એક જ જિલ્લાની ન બની જતાં સૌને રીઝવે છે.

ચરોતરનું નામ સાંભળતાં ગુજરાતના પાટીદારો દષ્ટિ સંમક્ષ ખડા થાય છે. ને એ પાટીદારોને મોખરે આજ સુધીમાં મહીએ ઉત્પન્ન કરેલા મોટામાં મોટા બે બહારવટિયા વિઠ્ઠલ-વલ્લભની જોડી ચાલતી દેખાય છે. ચરોતરના પાટીદારોને એક ઇતિહાસકારે હૂણ કહ્યા છે. હશે! રાજપૂતોમાં પણ હૂણો ક્યાં નથી? મને તો એમ લાગે છે કે પાટીદારો રજપૂત મટી ખેડૂત થયા છે. એ કોમમાં અનેક ગુણ રહેલા છે. આધુનિક ગુજરાતનો ઇતિહાસ તો એમણે જ ઘડ્યો છે. સ્ફટિક જેવા સાફ દિલના હોવા છતાં એમનામાં એક મહાદુર્ગુણ છે—અસ્રાની ધાર જેવી જીભ:

'વાચિ ક્ષુરો નિહિતસ્તીક્ષ્ણધારઃ ।'

બહાદુરીમાં ગુરખાને ને આફ્રિદીઓને ટપી જાય એવા ધારાળા ને પાટીદારોને બન્યું જ નહીં. એક તીખી ને લોભી કોમ ને બીજી કંઈક ગર્વિષ્ઠ ને રુઆબવાળી કોમ. એટલે મહારાષ્ટ્રમાં જેમ બ્રાહ્મણ અબ્રાહ્મણનું અહિનકુલમ્ રહ્યું તેમ ચરોતરમાં ધારાળા-પાટીદારનું પણ અહિનકુલમ્ જ રહ્યું. અને પછી ઝઘડા ધારિયાંના રણસંગ્રામમાં જ પરિણમે છે. એ પ્રદેશમાં સેંકડો પાટીદાર સત્યાગ્રહી સૈનિકો

દહાડો. અને મેંઠાનો પોટલો! ગોધી મહાત્માની! પકડી પકડી હવે. મોટો લાહેર કે બીલીમોરિયો ચ્યમ નથી મૂઓ!"

વાતવાતમાં પાણી વટાવી અમે રેતીમાં ઊતર્યા. પેલો બે પોટલીઓ બગલમા ભીડી, રેતીમાં દોડ્યો ને ટેકરો ચડી ગયો. મારી ખાતરી થઇ કે યૌવનાશ્વના આ વંશજોના લોહીમા જ જુવાન અશ્વ-વછેરા જેવું થનગનતું યૌવન છે. એક સંસ્કૃત શ્લોક છે તેનો અર્થ એવો થાય છે:

"મહી નદી જગતની સર્વોત્તમ નદીઓમાંની એક છે. સૌ તેને ગંગા જેવી જ ગણે છે. પણ ત્યાં કેવળ ચોરો જ રહે છે, નાનાં બાળકો પણ ચોર છે, જુવાનિયા યે ચોર છે, અને સ્ત્રીઓ ચોર સિવાય બીજાને જણતી જ નથી"*

ત્યારે પછી ચોથી રાતે બોરસદથી રાસ થઇ ગાડામાં બેસી ઊંડાં ઊંડાં કોતરોમાથી પસાર થઇ બાબર દેવાના ગોરવા ગામે જઈ એના જ ઘરમાં સૂતો ને એને વિષે ઘણીઘણી વાતો સાંભળી આજે મને થાય છે ચોરી ને ધાડો પાછળ ખરચાઇ જતી શક્તિ પરાક્રમોનો બીજો કોઈ ઉત્તમ રાહ જ માગી લે છે.

પછી અમે સહેલગાહો કરવા માંડી. નવરા પડેલા પાંચસો પાટીદાર સ્વયંસેવકોની હોકાપાર્ટીઓ જામતી ને નાત ને ગામના ઝગડા ઉકલતા, એમાથી કંટાળી અમે એક દિવસ કાવા જવાનો નિશ્ચય કર્યો.

---

* मही महीमण्डलाग्रविभागी
गंगेव गीता सकला वदन्ति ।
बालोऽपि चौरो तरुणोऽपि चौरो
चौर विना नैव प्रसूति भार्या

લડતની ભરતીયે ચડતી હતી ને અમારા ઉત્સાહની ભરતી તો અમાપ જ હતી. અમે હોડીને શઢ ચડાવી સામે આવેલા ભરૂચ જિલ્લાને કિનારેથી ખારી એકઠી કરવા નીકળી પડ્યા હતા. મારી 'હુલેસાં' ટુકડીના સૈનિકો ને બદલપુર કનકાપુરના કેટલાક જુવાન ધારાળા ને માછી એટલા હતા. અમે ચુપ-ચુપ હોડીમાં બેઠા.

જેમ જેમ ચંદ્ર મસ્ત બન્યે જતો હતો ને બટમોગરાની પેઠે પોતાની પાંખડીઓ ખોલ્યે જતા હતો, તેમ તેમ દરિયાને તાન ચડતું જતું હતું ને તેનો હર્ષ માતો નહોતો. ઉનાળાના દિવસો હતા. પવન ને પાણીની શીતલતા, આભમાં ઊંચે શીતલ ચંદ્ર ! એ ઉજમાળી રાત આજે સ્મરણ માત્રથી ચે હૃદયને ઠારે છે. સામે કિનારે જઈ ખારી તો એકઠી કરી ને ખાસી અધઅધમણની બે પાટલીઓ તાણી બાંધી.

"આ બે પોટલીઓ પોલીસ નદીમાં જ પકડી લે તો ?" રવીન્દ્રે શંકા ઉઠાવી

"તો, તો આપણી મહેનત પાણીમાં જાય, અને છઠ્ઠી પહેલાં આપણે ઝડપાઇ જઈએ, તો બધી મજા મરી પરવારે," મેં કહ્યું:

એ સાંભળી કનકાપુરાના એક પાટણવાડિયા જુવાનને તાન ચડ્યું ને એણે કહ્યું;

"પકડ્યું પકડ્યું હવે. એવા તો અમે કંઇ પોલીશડા જોઇ નોંખ્યા. આ બાજુનો જંબુશર તાલુકો ને આ અમારો બોરશદ. રાતોરાત કંઈ બારેબારે ચોરીઓ કરીને આ જ નાવડીમાં બેશી મોટા મોટા તિશમારખોંની યે નજરો ચુકાવી નોંખી અમે ઘર ભેગા થઈ ગયેલા; આજની ઘડી ને કાલનો

જાહોજલાલીનાં નામમાત્ર અવશેષો જ જોવા મળે છે. કાવીથી આગળ મહી નદી નથી રહેતી, મહીસાગર પણ રહેતી નથી; ગુજરાતને પાવન કરવા માટે છેક માળવાથી સાડાત્રણસો માઈલનો પંથ ખેડી આવેલી પશ્ચિમવાહિની ગંગા મહી નામરૂપ છોડી મહાસાગરમાં લય પામે છે, એ કૃતકૃત્યતા અનુભવે છે એક બાજુ આ ભવ્ય સાગરસંગમ અને સામે રમકડા જેવા લાગતા ખંભાતને જોતાં જોતાં અમે ધરાતા જ નથી. મને થાય છે, "અમે પણ મહીની માફક છેક માળવાથી અહીં કાવી ને ખંભાત સુધી આવ્યા હતા. નદી તો અસલી ઘેર પહોંચી ગઇ. અમારી નાવ હવે ક્યાં જશે ? બ્રાઉનિંગની પેલી પ્રસિદ્ધ કડીઓ યાદ આવી :

"ક્યાંથી ક્યાં આવીને ઊભો, હજી યે ક્યાં જવાં હશે,
નિશાની ધ્રુવતારાની, વિના નાવડું ક્યાં જશે ?"

× × ×

અઢાર વર્ષ પછી કાનેસરની નેળ પાસે બેસી આ લખી રહ્યો છું. ગુજરાતમાં પ્રવેશી રહેલી રાજનદી મહીને જોઈ એની જ માટીમાંથી ઘડાયેલા કરમસદના સરદાર વલ્લભભાઇની પરાક્રમશાલી મૂર્તિ આંખ સામે ખડી થાય છે. તામ્રા મહીની પેઠે એ પણ આજે મહીનાં પાણીનું પરાક્રમ દેખાડતા ભારતવર્ષનાં રાજસ્થાનોને મુક્ત કરતા સમસ્ત ભારતવર્ષમાં ઘૂમી રહ્યા છે—મહીના શૌર્યની એ પ્રત્યક્ષ પ્રતિમાને સહેજે મસ્તક નમી પડે છે. કલ્પના કહે છે: સાબરમતી એટલે ગાંધીજી, મહી એટલે સરદારશ્રી.

જાહોજલાલીનાં નામમાત્ર અવશેષો જ જોવા મળે છે. કાવીથી આગળ મહી નદી નથી રહેતી, મહીસાગર પણ રહેતી નથી; ગુજરાતને પાવન કરવા માટે છેક માળવાથી સાડાત્રણસો માઈલનો પંથ ખેડી આવેલી પશ્ચિમવાહિની ગંગા મહી નામરૂપ છોડી મહાસાગરમાં લય પામે છે, એ કૃતકૃત્યતા અનુભવે છે. એક બાજુ આ ભવ્ય સાગરસંગમ અને સામે રમકડા જેવા લાગતા ખંભાતને જોતાં જોતાં અમે ધરાતા જ નથી. મને થાય છે, "અમે પણ મહીની માફક છેક માળવાથી અહીં કાવી ને ખંભાત સુધી આવ્યા હતા. નદી તો અસલી ઘેર પહોંચી ગઇ. અમારી નાવ હવે ક્યાં જશે ? બ્રાઉનિંગની પેલી પ્રસિદ્ધ કડીઓ યાદ આવી :

"ક્યાંથી ક્યાં આવીને ઊભો, હજી યે ક્યાં જવાં હશે,
નિશાની ધ્રુવતારાની, વિના નાવડું ક્યાં જશે ?"

× × ×

અઢાર વર્ષ પછી કાનેસરની નેળ પાસે બેસી આ લખી રહ્યો છું. ગુજરાતમાં પ્રવેશી રહેલી રાજનદી મહીને જોઈ એની જ માટીમાંથી ઘડાયેલા કરમસદના સરદાર વલ્લભભાઇની પરાક્રમશાલી મૂર્તિ આંખ સામે ખડી થાય છે. તામ્રા મહીની પેઠે એ પણ આજે મહીનાં પાણીનું પરાક્રમ દેખાડતા ભારતવર્ષનાં - રાજસ્થાનોને મુક્ત કરતા સમસ્ત ભારતવર્ષમાં ઘૂમી રહ્યા છે—મહીના શૌર્યની એ પ્રત્યક્ષ પ્રતિમાને સહેજે મસ્તક નમી પડે છે. કલ્પના કહે છેઃ સાબરમતી એટલે ગાંધીજી; મહી એટલે સરદારશ્રી.